# Fishers of Men.

# માણસોના પકડનારા.

ભાષાંતરકાર અને પ્રકાશક,
શામુએલ જેઠાભાઈ ફ્રેન્ક બી. એ.
અમદાવાદ.

# Fishers of Men.

# "માણસોના પકડનારા."

ઈસુ ખ્રિસ્તની

કાર્યપદ્ધતિ મુજબ વ્યક્તિગત કાર્ય કરવા માટેનો

## શાસ્ત્રાભ્યાસ.



અંગ્રેજીમાં કર્તા,

રેવ. બી. સી. સરકાર એમ. એ.



શહેરો અને ગામડાંમાં સુવાર્તાવિષયક કામના ઉપયોગ માટે
ખાસ કરીને "સુવાર્તાપ્રસારક અઠવાડીઆના" ઉપયોગ માટે.



ભાષાન્તરકાર અને પ્રકાશક.

શમૂએલ જેઠાભાઈ ફ્રેન્ક બી. એ.

અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. | સને ૧૯૨૩. | પ્રત ૧૦૦૦.

કિંમત ૦-૪-૦

# પ્રસ્તાવના.

આ નાનકડું પુસ્તક ખાસ કરીને સુવાર્તિક ગુજરાતી ભાઇ બહેનોના ઉપયોગ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે. ગુજરાતી ખ્રિસ્તી સાહિત્યમાં આવાં સાધનોની બહુ અછત છે, તે અલ્પ અંશે દૂર કરવાનો આ નમ્ર પ્રયત્ન છે.

બંગાળાના બારિસાલ જિલ્લાના વતની રેવ. બી. સી. સરકાર એમ. એ. એ આ પુસ્તક અંગ્રેજી ભાષામાં લખ્યું હતું. તેમણે પોતાના બારીક અભ્યાસના અંગે પ્રભુ ઇસુ ખ્રિસ્તની કાર્યપદ્ધતિનું અવલંબન કરીને આ પુસ્તક રચ્યું છે. જાણીતા મિશનરિ રેવ. વિલિઅમ કેરી સાહેબે આ પુસ્તક વિષે એક ટુંક ઉપોદ્ઘાત લખ્યો છે. આ પુસ્તકનું નામ પ્રભુ ઇસુ ખ્રિસ્તના પોતાના શબ્દોમાંજ "માણસોના પકડનારા" રાખવામાં આવ્યું છે તે બહુ યથોચિત અને બંધબેસતું છે એમ લાગ્યા વિના રહેશે નહિ.

આ પુસ્તકના સંબંધમાં રેવ. બી. સી. સરકારના નીચેના લખાણ તરફ અમો વાંચકોનું સવિનય લક્ષ ખેંચીએ છીએ:—

"હિંદુસ્તાનની સુવાર્તા પ્રસારક હિલચાલ સંબંધીનો જે અનુભવ થયો છે, તે પરથી મને એવી સંપૂર્ણ ખાત્રી થઇ છે કે ગામડાંના અને શહેરી ખ્રિસ્તીઓનો મોટો ભાગ પોતે સુવાર્તાનું કામ કરવાને અતિ ઉત્સુક છે, પણ તેઓ કાર્યના આરંભ અને કાર્યપદ્ધતિ વિષે અજ્ઞાત હોય છે. મારા ધારવા પ્રમાણે તેઓને સાધનની ખોટ પુરી પાડવા માટે આ નાની ચોપડીમાં વ્યક્તિગત (એકલદોકલ સાથે) કાર્ય કરવાની સામાન્ય રીત દાખલાદલીલો સાથે દર્શાવવામાં આવી છે; પરંતુ અભ્યાસકોએ એ અવશ્ય યાદ રાખવું જોઇએ કે આ "વાર્તાલાપો" કેવળ નમુના તરીકેજ આપેલા છે; માત્ર તેનેજ વળગી રહેવાનું નથી."

આ ભાષાંતરનો હસ્તલેખ વાંચી જવા, તેમજ પ્રૂફ તપાસવા લીધેલી તસ્દી માટે મિ. જેમ્સ ઉફાભાઇનો ઉપકાર થયો છે. વળી મહે. ડૉ. એચ. આર. સ્કૉટ સાહેબે આપેલી સૂચનાઓ માટે તેઓનો ઉપકાર માનવાની તક મારે ગુમાવવી જોઇએ નહિ.

છેલ્લે જો આ પુસ્તક ગુજરાતી ખ્રિસ્તી ભાઇબહેનોને ઉપયોગી થશે, ( જો કે તેનું ખરૂં માન તો રેવ. સરકારનેજ ઘટે છે. ) તો મારો આ નજીવો શ્રમ સફળ થયો ગણીશ. પ્રભુ આ રંક પ્રયત્નનું શુભ ફળ લાવો. આમેન.

અમદાવાદ,
તા. ૧૫-૫-૨૩

S. J. F.



# આ પુસ્તકના અભ્યાસ માટે અગત્યની સૂચના.

૧. જે માણસ ઇશ્વર સાથે પ્રાર્થનાદ્વારા ગુપ્ત સંગત રાખીને આત્માઓના તારણની અપેક્ષા રાખતાં શીખ્યો છે એવો માણસ વર્ગનો આગેવાન હોવો જોઇએ; અને એજ ઉદ્દેશ તથા વિચાર તેના મનમાં નિરંતર રમી રહેવા જોઇએ.

૨. વર્ગનો મુખ્ય હેતુ એવો હોવો જોઇએ કે તેના દરેક સભાસદમાં સ્વાર્પણ અને ઉત્સાહ રૂપી જુસ્સો ઉત્પન્ન થાય અને તેઓ પોતાનો મનોનિગ્રહ કાર્યમાં મૂકતા શીખે.

૩. કામ કરવાની પદ્ધતિ, વખત, સ્થળ વગેરે વર્ગના નેતાની અભિરુચિ પ્રમાણે ઠરાવવાં.

૪. વર્ગની દરેક સભા બરખાસ્ત થતાં પહેલાં તે દિવસ જે પાઠ શીખ્યા તેને આચરણમાં-કાર્યમાં મૂકવાનું દરેક સભ્યને કહેવું; અને વર્ગની બીજી સભા વખતે તે સંબંધી રિપોર્ટ આપવા તૈયાર રહેવા સૂચવવું.

૫. બીજી સભા વખતે દરેક હેવાલ પર દલીલ ચલાવવી, અને વર્ગના નેતા તરફથી ઉત્તેજન અથવા સુધારાની સૂચનાઓ થવી જોઇએ. વર્ગની હાજરી પુરી પાડવા માટે દરેક સભ્યે સંપૂર્ણ આ કરવું. આ વાતપર વિશેષ ભાર મૂકી બીજો અભ્યાસપાઠ શરૂ

"જો કોઇ તેની ઇચ્છા પુરી કરવા ચાહે તો આ બોધ વિષે તે સમજશે." યોહાન ૭; ૧૭.

# "માણસોના પકડનારા."

## અનુક્રમણિકા.

(શાસ્ત્રાભ્યાસના વર્ગોમાં આ પુસ્તકના ઉપયોગની શૈલી સંબંધીની સૂચનાઓ સહિત.)

### ખંડ ૧ લો.

#### વ્યક્તિગત કાર્ય-પ્રાસ્તાવિક.



### ખંડ ૨ જો.

#### હિંદમાં સુવાર્તા પ્રગટ કરવા માટે અંગતકાર્ય કરવાનું ક્ષેત્ર.



### ખંડ ૩ જો.

#### ખ્રિસ્તાનુકરણરૂપ વ્યક્તિગત કાર્ય કરવાની પદ્ધતિ.

(અ) ખ્રિસ્તી સમાજમાંના ખાસ અમુક સમૂહોમાં.

## ખંડ ૩ જો. (ब).

(ब) ખ્રિસ્તી સમાજ બહારના ખાસ પૃથક્ પૃથક્ સમૂહોમાં.

# માણસોના પકડનારા.

## ખંડ ૧ લો.

### વ્યક્તિગત કાર્ય—પ્રાસ્તાવિક.

**શાસ્ત્રાભ્યાસ ૧ લો.** તેનો અર્થ

**શાસ્ત્રવાચન** લુક ૧૫; ૩–૨૪.

**સૂચના:**—અહીં ત્રણ દૃષ્ટાન્ત આપેલાં છે, ને તેમાંના દરેકમાં ખ્રિસ્ત આપણને જે "એક" ખોવાએલું છે, તેને શોધીને મેળવવાની કિંમત અને આવશ્યકતા કેટલી છે તે શીખવે છે. આ ત્રણ દૃષ્ટાન્ત મંડળી, કુટુંબ ને આખી દુનિયા એવાં ત્રણ પ્રકારનાં જુદાં જુદાં સ્થળો દર્શાવે છે. ખ્રિસ્તી તરીકે આ ત્રણે તરફ આપણે ફરજ બજાવવાની છે.

પ્રથમ દૃષ્ટાન્તમાં ઘેટાંપાળક ને તેનું ટોળું જેમાં મંડળીની લાક્ષણિક ઉપમા સમાએલી છે તેનું હૃદય આપણી નજરે પડે છે, અને જોકે બાકી રહેલાં નવ્વાણું ઘેટાં વાડામાંથી ભટકી ગએલાં નથી, તો પણ જે એક ઘેટું ખોવાઇ જાય છે, તેને શોધી ખોળી કાઢવા પર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે.

બીજા દૃષ્ટાન્તમાં અધેલીઓ, અને જે એક અધેલી ખોવાઇ હતી તેને શોધી કાઢવામાં જે પરિશ્રમ વેઠવો પડે છે તેનો ચિતાર આપણી ચક્ષુ આગળ ખડો થાય છે, અને તેનો અર્થ આપણી પોતાની સંપત યાતો માલમિલકત એવો થાય છે. જો તેનો ઊંડો ને માર્મિક અર્થ તપાસીએ, તો માલમ પડશે કે આપણાં કુટુંબીજનો વિના આપણી

ઇષ્ટ ને શ્રેષ્ઠ મિલ્કત બીજી કઇ હોઇ શકે? અને અહીં પણ એજ ફરજ દર્શાવવામાં આવી છે કે જો તેમાંનું કોઇ પણ આત્મિક રીતે ગૂમ થઇ ગએલું હોય, તો તેને ખંતથી શોધી કાઢવું.

ત્રીજું દષ્ટાંત જે ઉડાઉ દીકરાનાં દષ્ટાન્ત તરીકે ઓળખાય છે તેમાં આપણે દૂર પરદેશમાં જઇ નિવાસ કરી રહેલ, ને ઇશ્વરથી વિમુખ થએલ એવા એક માણસનું દશ્ય જોઇ શકીએ છીએ. આ દષ્ટાન્તની અંદર જેઓ વિધર્મીઓ અથવા તો કેવળ નામના ખ્રિસ્તીઓ છે, તેઓનો સમાવેશ થાય છે; પરંતુ વિશેષે કરીને, ખ્રિસ્તની ઓળખ ને જ્ઞાનપ્રકાશ પામ્યા વિનાનો વિધર્મીઓનો મોટો સમુહ જે સુવાર્તાના આનંદથી અને ઇશ્વરના પ્રેમના મીઠા અનુભવથી વિહીન થઇ ખોવાઇ ગએલો છે તેનો સમાવેશ થાય છે. તો પણ ઇશ્વર પિતા તેઓને શોધે છે, ને તેઓએ પણ પૃથક્ પૃથ આ વાડામાં આવી સમેટાવું જોઇએ.

આ પ્રમાણે એકને શોધી ખોળી કાઢવાની જે કિંમત ને અગત્ય તે બોધનું અત્રે ત્રણ વખત પુનરાવર્તન કરવામાં આવ્યું છે, એ માટે કે તે બોધ આપણાં હૃદયોમાં સરળતાથી ઉતરે. ભરવાડને મળતાં સુધી શોધ કરાવનાર ઘેટું તે કેવળ એકજ હતું, એકજ અધેલી માટે તે સ્ત્રીએ આખું ઘર વાળ્યું; એકજ દીકરા માટે બાપ ચિંતાતુર રહેતો, રાહ જોતો અને પ્રાર્થના કર્યા કરતો હતો. ખ્રિસ્તે પણ શિષ્યોનાં ટોળેટોળાં પસંદ કર્યાં નહિ, પણ એક પછી એક તેઓને શોધ્યા ને પસંદ કર્યા.

દરેક દષ્ટાન્તમાં શોધનું પરિણામ જે આનંદ તે વિષે વિચાર કરો. અંગતકાર્યનું ઉંડું ને શાશ્વત પ્રતિફળ તે કેવળ આનંદજ છે. અંગતકાર્યમાં કઇ કઇ બાબતોનો સમાવેશ થાય છે, તેનો આબેહુબ ચિતાર ઉપરના ફકરામાં આપેલો છે.

અંગત કાર્ય એટલે શું? અંગત કાર્ય એટલે અન્યની ઈચ્છાને, ઈશ્વર ને ઇસુ ખ્રિસ્તની મરજીને સ્વાધીન કરવા માટે અમુક માણસનો જે ખાસ પ્રયત્ન તેનું નામ અંગત કાર્ય. આ અંગત કાર્યનો મુખ્ય હેતુ એજ છે કે કોઇ પણ માણસને નિશ્ચય પર લાવવો. હવે આ નિશ્ચય તે કાંઇ અમુક પ્રકારનો મત માનવાનો યાતો ઇશ્વર સંબંધીનો કોઇ સિદ્ધાંત કબુલ કરાવવાનો નિશ્ચય નહિ, પણ ઇસુ ખ્રિસ્ત મારો પોતાનો તારનાર છે એવું કબુલ કરવાનો તથા ઇશ્વર સાથેની સાક્ષાત્ સંગતમાં તેને લાવવાનો નિશ્ચય હોવો જોઇએ. આનો અર્થ કંઇ એવો નથી કે મતમતાંતર, રીતિ, કે સિદ્ધાંતો અગત્યના કે આવસ્યક નથી.

ઘણાઓને ખ્રિસ્તની ગમ આકર્ષવા માટે પ્રથમ એકને ખેંચવો જોઇએ ને ખ્રિસ્તની પદ્ધતિ પણ એજ હતી. જો પ્રત્યેક ખ્રિસ્તી પવિત્ર આત્માથી ભરપુર થઇ ખ્રિસ્તને માટે પૃથક્ પૃથક્ વ્યક્તિને જીતવાનું કાર્ય આરંભે, તો વેસ્લી, વ્હાઇટફીલ્ડ, ફિન્ની, સ્પર્જન અને મૂડી આદિ પ્રખ્યાત ઉપદેશકોનું કામ આધુનિક સમયમાં પણ ફરીથી જુદા જુદી રીતે ને વિશાળ પાયા પર કરી શકાય.

કહેવાતા ખ્રિસ્તીઓ ને વિધર્મીઓમાં આ અંગત કાર્ય કરવાની મુખ્ય રીત તે લગભગ સરખીજ છે.

આત્મિક રીતે તેઓનો પુનર્જન્મ થાય તે પહેલાં તેઓએ ઇશ્વર સંબંધીનું ઘણું બારીક જ્ઞાન મંડળીમાં કે મંડળી બહાર મેળવવું જોઇએ એવું જે ધારવું તે ભૂલ ભરેલું છે. તારણ પામવા માટે સત્યનું કેટલું થોડું જ્ઞાન જરૂરનું છે, તે ખરેખર, અજાયબ જેવું છે.

અવસ્યનું માત્ર એટલુંજ છે કે જે જ્ઞાનપ્રકાશ તેઓ પામ્યા હોય તે પ્રમાણમાં તેઓ પોતાને ઇસુ ખ્રિસ્તના હાથમાં પવિત્ર આત્માની મદદથી સોંપી દે, માટે તેઓને દોરવા, પ્રેરવા તથા સમજાવવા, આને

માટે અંતઃકરણની શ્રદ્ધા ને ઇચ્છાશક્તિનું કાર્યસાધક કામ એનીજ કેવળ જરૂર છે. જેઓ આ પ્રમાણે કરશે તેઓને ખ્રિસ્ત પોતે અજાયબ રીતે પ્રગટ થશે.

**સોનેરી વાકય:**—યાકુબ ૫; ૧૯–૨૦; લુક ૧૫; ૭

**પ્રાર્થના:**—હે અનંત ઇશ્વર, અમારા પિતા, અમારા જેવાં શુદ્ર પ્રાણીઓની તું ચિંતા રાખે છે એ તારો કેટલો મોટો આભાર તથા વિનય! મનુષ્ય તે કોણ કે તું તેની ચિંતા કરે? પૃથક્ પૃથક્ આત્માઓની સાથે અમારે કેવી રીતે વર્તવું તે બતાવવાને અમને ખ્રિસ્તનું મન પ્રગટ કર, અને તેઓના તારણ માટે અમારામાં ખરી ઉત્કંઠા ઉપજાવ.

**પ્રશ્ન:**—

(૧) પહેલું દષ્ટાન્ત કયું ને તેનો અર્થ શો ?
(૨) બીજું દષ્ટાન્ત કયું ને તેનો અર્થ શો ?
(૩) ત્રીજું દષ્ટાન્ત કયું ને તેનો અર્થ શો ?
(૪) આ દષ્ટાન્તો ઉપરથી અંગત કાર્યની અગત્ય ને ઉપયોગીતા આપણે કેવી રીતે સમજી શકીએ ?
(૫) અંગત કાર્ય એટલે શું ?
(૬) અંગત કાર્યનું પ્રતિફળ શું ?

**અભ્યાસ ૨ જો:**—તેની જવાબદારી.

**શાસ્રવાચન:**—હઝકીએલ. ૩૩; ૧–૯; ૨ રાજા ૭; ૧–૨૦.

હઝકીએલ. ૩૩; ૧–૯.

**સૂચના.** (૧). સઘળું સંદેશો ઇશ્વર તરફથી ખાસ મારે માટેજ છે, એવું દરેક ખ્રિસ્તીએ સમજવું. જો કોઇ ન્યાયી માણસ, દુષ્ટ માણસને ચેતવણી આપવા માટે બોલતો નથી, તો તેના હાથથી ઇશ્વર તે દુષ્ટ માણસના રક્તનો બદલો લે છે, તે વાતને લીધે દરેક ખ્રિસ્તી જે

ઇસુ ખ્રિસ્તથી તારણ પામ્યો છે, તેને શિર મોટી ને ભયંકર જવાબદારી રહે છે. અંગત કાર્ય કરવા માટે જે આત્મિક નિયમ તે પાળવામાં ગફલત કરવાથી દરેક વ્યક્તિ પર તો શું પણ સમગ્ર પ્રજા પર પણ ભારે દુઃખ ને સંકટ આવે છે. યુરોપમાં જે દારૂણ ને પ્રચંડ વિગ્રહ ચાલ્યો હતો, તે આ વાતનો એક ચોકસ પુરાવો છે.

આખી દુનિયાનાં રાજ્યો જેમાં પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે જોડાયાં હોય તેવો ભારે વિગ્રહ જગતના ઇતિહાસમાં આજ સુધી થયો નહતો.

યુરોપ ને અમેરિકાના વીરરત્ન યુવાનો રણસંગ્રામમાં-પોતાનું લોહી વહેવડાવી ગયા છે. યુદ્ધમાં નહિ જોડાએલાં એવાં પણ હજારો મનુષ્યો સમુદ્રમાં ડુબી મર્યાં છે. અસંખ્ય કુટુંબોનું સત્યાનાશ વળી ગયું છે; છોકરાંઓ પોતાનાં માબાપ પાસેથી ઝુંટી લેવામાં આવ્યાં છે; ઘણી સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થયું છે, ને બાળકો અનાથ ને નિરાધાર થઇ ગયેલાં છે; હવાઇ વિમાન, યાંત્રિક તોપો અને સબ્મરિનો, હવામાં, જમીન પર ને દરિયા પર પોતાનું નાશકારક કામ કરી ગયાં છે. વિશેષમાં પૈસો પણ પાણીની પેઠે વેરાયો છે. આપણી સરકાર એકલીનેજ દરરોજ અગિયાર કરોડ રૂપિયાનું ખર્ચ થતું; દરેક દેશ પૈસેટકે પાયમાલ થઇ ગયો છે; વેપારરોજગારને ભારે ધોકો પહોંચ્યો છે; લાખો મનુષ્યોનાં મુખ પર ગરીબાઇનાં ચિહ્ન દેખાઇ આવે છે; અસંખ્ય ઘરોને અગ્નિદાહ દેવામાં આવ્યો છે; દેવળોને ઠેકાણે હાલ ખંડીએર જોવામાં આવે છે; ગામો તથા શહેરોનો વિનાશ થઈ ગયો છે. હજારો ને લાખો નિર્દોષ ને નિરાધાર સ્ત્રીપુરુષો અને બાળકોને તેઓનાં ઘરમાંથી પકડી જઈ ગુલામગીરીમાં ઘસડી લઇ જવામાં આવ્યાં છે, અને તેથી વિશેષ તેઓની આબરૂ લુટી લઇ ક્રૂર રીતે તેઓનાં ખૂન કરવામાં આવ્યાં છે. કયાં સુધી આવો અત્યાચાર ચાલશે તે કોણ કહી શકે? દૈનિક વર્તમાનપત્રોમાં જ્યારે આપણે એ વિષે વાંચીએ છીએ, ને આ અનર્થો

વિષે વિચાર કરીએ છીએ, ત્યારે ખરેખર, આપણને ધ્રુજારી છુટયા વિના રહેતી નથી અને આવી દુનિયા પરથી ઇશ્વર આપણને ઝટ મુક્ત કરે એવું ઇચ્છીએ છીએ !

પણ ત્યારે આ અનર્થોનું મૂળ કારણ શું હશે? તે સંબંધી અનેક કારણો ને ખુલાસા આપવામાં આવેછે, ને તે ઘણેખરે અંશે સંભવિત પણ હોઈ શકે; પરંતુ ઈશ્વિર અત્યારે ન્યાયી માણસના હાથથી દુષ્ટોનો બદલો લે છે કારણકે તેઓએ દુષ્ટોને ચેતાવ્યા નહિ, એ કારણ પણ શું ન હોઈ શકે?

ગત પચીસ ત્રીસ વર્ષોથી જર્મનિમાં ને થોડે ઘણે અંશે પાશ્ચાત્ય દેશોમાં નાસ્તિકપણું, અનાત્મવાદ, અને લડાયક પ્રવૃત્તિ પ્રચલિત થએલાં જોવામાં આવ્યાં છે. જર્મનિનું નાસ્તિકવાદી સાહિત્ય દુનિયાના જે જે દેશોમાં પ્રવેશ પામ્યું છે, તે તે દેશના લોકોના સાદા ને ભોળા વિશ્વાસનું નિકંદન કર્યા વિના તે રહ્યું નથી. જર્મનિની સ્વાર્થપરાયણ ફિલ્સુફીએ (તત્ત્વજ્ઞાને) ત્યાંના ને અન્ય ઘણાખરા દેશના યુવાનોની જિંદગીનું સત્ત્વ ચુસી લીધું છે. શાસ્ત્ર પર સખત હુમલાઓ, આક્ષેપો ને ટીકાઓ કરવામાં આવ્યાં છે; ઈસુ ખ્રિસ્તનું દેવત્વ નાકબુલ કરવામાં આવ્યું છે; સ્વાર્થને દેવ તરીકે પૂજવામાં આવ્યો છે; તેમ છતાં ત્યાંના ખ્રિસ્તીઓને તેમાં કંઈ બીકનું સબળ કારણ જણાયું નથી, અને એવા સત્યભ્રષ્ટોને ચેતવણી આપવા તેઓએ મોટેથી પોકાર કર્યો નથી. દરેક ખ્રિસ્તીની તો શું પણ સમસ્ત મંડળીની એ ફરજ હતી કે એવા સત્યભ્રષ્ટોને ચેતાવી તેઓને પુનઃ મંડળીમાં મેળવવા જોઈતા હતા; અને આ બાબતમાં તેઓની પૃથક્ ને રાજકીય જવાબદારી અદા કરવામાં જે તેમની ગફલત તેનું અનિષ્ટ પરિણામ આજે આપણને સહન કરવું પડે છે એવું કોણ નહિ કહી શકે?

**સોનેરી વાકય:**– દાનીએલ ૧૨; ૩. ૨ રાજા ૨; ૧–૨૦.

અહીં આપણે સુવાર્તાના પ્રસાર સંબંધીની, તથા જે જ્ઞાનપ્રકાશ અને પ્રેમથી આપણાં જીવનોનું રૂપાંતર થયું તેના સહભાગીદાર અન્યને કરવા માટેના આમંત્રણની, અંગત કાર્યની બીજી બાજુ જોઈ શકીએ છીએ. તેઓને તેમનાં દુષ્ટ કૃત્યોનાં અનિષ્ટ પરિણામોથી ચેતાવવા માટેજ આપણે જવાબદાર છીએ એટલુંજ નહિ, પરંતુ સ્વર્ગીય આનંદ ને શાંતિરૂપ અખૂટ ખજાનાના સહભાગીદાર તેઓને કરવા માટે પ્રેમી ઈશ્વરનું આમંત્રણ પણ તેઓને આપવું, ને તે વિષે પ્રબોધ પણ કરવો. પાઠમાંના કોઢીઆઓને પણ આ જવાબદારીનું ભાન થયું, ને જે કૃપાદાનો તેઓ પુષ્કળતાથી પામ્યા હતા, તેનો સ્વાર્થભાવથી અનુભવ નહિ કરતાં તેઓ વિના વિલંબે પોતાના દેશબંધુઓને આ સુવર્તમાન વિદિત કરવાને ત્વરાથી દોડી ગયા. તેઓ તો કેવળ નિંદ્ય ને પીડિત કોઢી હતા, તો પણ તેઓનું આ કામ સ્વાર્થની મલીન ભાવના વિનાનું હતું, અને તેથી તેઓ ઉચ્ચ ને નીચથી ભરપુર એવા શહેરમાં આનંદ અને શાંતિ ફેલાવી શકયા. તેઓએ આવીને આ વર્તમાન દરવાનને કહી સંભળાવ્યા, અને એવી રીતે તે ખબર સર્વત્ર ફેલાઈ ગઈ. આ બનાવ ઈસુ ખ્રિસ્તની સુવાર્તાના અંતર્પટમાં ઘણોજ મૂલ્યવાન અને ઉપયોગી છે.

વળી સરખાવો લુક ૧૪; ૧૬-૨૩.

**સોનેરી વાકય.** ૨ રાજા ૭; ૯.

**પ્રાર્થના:**-હે ન્યાયી ઈશ્વર, તારો સંદેશો સર્વ મનુષ્યોને પ્રગટ કરવા માટે મને મારી જવાબદારીનું ભાન કરાવ; વળી બીજાઓના આત્માના તારણ વિષેના વિચારથી મને ભર. મને નિઃસ્વાર્થી કર, ને હું મારી જવાબદારીને વિશ્વાસુ થાઉં, માટે મારી સહાય કર.

**પ્રશ્ન:-**

(૧) હઝ. ૩૩; ૧-૯ અને ૨ રાજા ૭; ૧-૨૦ એમાંથી કઈ વ્યવહારૂ શિખામણ તમે ગ્રહણ કરી?

(૨) યુરોપીય વિગ્રહ પહેલાં જર્મનિની ધાર્મિક ને નીતિવિષયક સ્થિતિ કેવી હતી?

(૩) લડાઈ પહેલાંના જર્મન સાહિત્યને અંગે ક્યાં ક્યાં માઠાં પરિણામ ઉદ્દભવેલાં કહેવાય?

(૪) નામના ખ્રિસ્તી દેશોની ધર્મહીન સ્થિતિ માટે મંડળી કઈ બાબતમાં ને કેટલે સુધી જવાબદાર છે?

(૫) અન્ય દેશો ને પ્રજાઓ માટે શું તમે કદી પ્રાર્થના કરી છે?

(૬) દુનિયાની સમસ્ત પ્રજાઓના હકમાં પ્રાર્થના કરવાનો જે ઉત્તમ હક તમને પ્રાપ્ત થયો, તે પ્રતિ અજ્ઞાનમાં રહી તમે ગફલત કરી તેનું તમને કંઈ ભાન થાય છે કે?

(૭) ખ્રિસ્તનો સંદેશો સર્વને પ્રગટ કરવાનો જે હુકમ તેનું અનુપાલન હવેથી તમે કરશો?

પ્રેરિતોનાં કૃત્યમાંથી ૧૭; ૩૦. વાંચો ને શાંત પ્રાર્થના કરી સભા વિદાય કરો.

---

**શાસ્ત્રાભ્યાસ ૩ જો.** અંગત કાર્યની તૈયારી.

**શાસ્ત્રવાચનઃ**—૧લું તિમોથી. ૧; ૧૨-૧૬; ફિલિપી ૧; ૭-૮.

**સૂચનાઃ**—જો કોઇ માણસ અન્યને ખ્રિસ્તની ગમ આકર્ષવાને ઇચ્છતો હોય, તો પ્રથમ તેને પોતાને ઇશ્વર તરફથી ખાસ અંગત ને નિશ્ચિત આશીર્વાદ પામ્યાની ખાતરી થવી જોઇએ, અને જો તેવા અનુભવની તેને કંઇ ખાતરી થઇ ન હોય, તો ઇશ્વરી દર્શન તેને સ્પષ્ટ ને વ્યક્ત દેખાય ત્યાં સુધી તેણે નિરંતર ઇશ્વરની સન્નિધતામાં પ્રાર્થનાદ્વારે રહેવું એ તેને માટે શ્રેયસ્કર છે. દરેકને સરખા પ્રકારનો અનુભવ થઇ શકતો નથી; જુદા જુદા સ્વભા-

વનાં માણુસો આ વિષયનો તોડ સારી રીતે કરી શકશે; પરંતુ જ્યારે દરેક માણુસને અસાધારણુ ઇશ્વરી દાનનું તથા ઇશ્વરદર્શનની સ્પષ્ટતાનું ખરેખરૂં ભાન થાય છે, ત્યારેજ બીજી બધી બાહ્ય બાબતો સમાન હોઇને, પૃથક્ પૃથક્ રીતે સુવાર્તાનું અંગત કાર્ય કરવાની ખરી શક્તિ આવે છે.

બધા ફતેહમંદ સુવાર્તિકોનો સાધારણુ અનુભવ એવો છે, કે તેમને પ્રાર્થનાના સત્ય અને અર્થનું નવીન પ્રકટીકરણુ થાય છે; વળી અન્યના હકમાં પ્રાર્થનાનો વિશેષ ઉપયોગ કરવાને ઉત્તેજિત થવાય છે, ને તેઓના લાભ સાથે આપણુને પણુ નિસ્બત હોઇ, તેઓના તથા આપણુા લાભાલાભના વિચારો અનન્યરૂપ થઇ જાય છે.

આવો એકાદ વિરલ પુરુષ ઘણુાઓને એજ પ્રકારના આત્માનુભવ પર લાવી શકશે, અને વળી આમાંનો પ્રત્યેક ખ્રિસ્તને માટે સંખ્યામાં ઉમેરો કરતોજ જશે, એટલે સુધી કે આખી મંડળી ને તેથી આસપાસ વસનાર સમાજોને પણુ ઇશ્વરદત્ત ધર્મજાગૃતિનો અનુભવ થયા વિના રહેશે નહિ. આનું પરિણુામ કેવું આવશે તે કોઇથી કળી શકાય નહિ.

**સોનેરી વાક્ય**:-૧ કરીંથી ૧૩; ૮. પ્રીતિ કદી ખૂટતી નથી.

**પ્રાર્થના**:-ત્રિધન્ય ઇશ્વર, અમારા પિતા, તું એટલો બધો અમારી સમીપ થા કે અમને તારી અનંત સાક્ષાત્ હાજરીનું ભાન થાય: અન્ય પ્રતિ તું અમને આકર્ષાએલા રાખ, એ માટે કે તેઓના તારણુ વિષેની ચિંતા અમારાં હૃદયોમાંથી કદી દૂર થાય નહિ.

**પ્રશ્ન**:-

(૧) અંગત કાર્ય માટે જે જરૂરની લાયકાત તે કઇ ?

(૨) એવા સુવાર્તિકોનો સાધારણુ અનુભવ કેવો છે ?

(૩) એવો અનુભવ આપણને શી રીતે પ્રાપ્ત થાય?
(૪) અંગત કાર્યની સિદ્ધિમાં ઘણા નિષ્ફળ કેમ થતા હશે?
(૫) અંગત કાર્ય કરવામાં "ઉપરના પરાક્રમથી" વેષ્ટિત થવા માટે તમે પોતાને કેવી રીતે સજ્જ કરશો?

---

# ખંડ ૨ જો.

---

## હિંદમાં સુવાર્તા પ્રગટ કરવા માટે અંગત કાર્ય કરવાનું ક્ષેત્ર.

### અભ્યાસ ૧ લો—તેની વાસ્તવિકતા.

### સુવાર્તાપ્રસાર પ્રવૃતક હિલચાલના હેવાલમાંથી કેટલાંક પ્રમાણો.

**શાસ્ત્રવાચન**:—પ્રેરિતોનાં કૃત્ય ૮ ; ૪–૧૮.

**સૂચના**:— જે ભારે વિગ્રહ ઇ. સ. ૧૯૧૪ ની સાલમાં સળગી ઉઠ્યો, ને જેને લીધે લાખો મનુષ્યોએ પોતાના જાનની ખૂવારી કરી છે, તેજ વર્ષમાં પૂર્વના દેશોમાં ને વિશેષ કરીને ચીનમાં ખ્રિસ્તી ધર્મની અદ્‌ભુત જાગૃતિ જોવામાં આવી તે કંઇ દૈવયોગઘટના નથી. આ જાગૃતિના પરિણામે સમસ્ત બ્રિટિશ રાજ્યમાં સુવાર્તાપ્રસારક હિલચાલ ઉદ્‌ભવી છે, જેને અંગે મોટા જનસમૂહોને મરણમાંથી જીવનમાં લાવવામાં આવ્યા છે.

ચીન દેશમાં જેહિલચાલ થઇ તેના હેવાલે, હિંદમાંના ઘણા ખ્રિસ્તીઓની પરંતુ વિશેષે કરીને દક્ષિણના ખ્રિસ્તીઓની કલ્પનાશક્તિને આશ્ચર્યમુગ્ધ કરી તેઓનું ધ્યાન એટલે સુધી ખેંચ્યું છે કે દક્ષિણ હિંદુસ્તાનની સંયુક્ત મંડળીએ દીર્ઘ વિચાર તથા પ્રાર્થના કરીને તથા એક આખા વર્ષની તૈયારી કર્યા પછી સુવાર્તાપ્રસારનું કામ આરંભ્યું, જેનું પરિણામ ૧૯૧૫ના સુવાર્તાપ્રસારક અઠવાડીઆના હેવાલમાંથી નીચે ટાંકેલા ધ્યાન ખેંચનાર આંકડાઓ ઉપરથી જણાઇ

આવશે. ૫૦૮૦ ખ્રિસ્તી પુરુષો ને ૨૦૦૦ સ્ત્રીઓએ સ્વયંસેવકો તરીકે પોતાનાં નામ નોંધાવ્યાં હતાં. ૧૬૦૦૦ વિધર્મીઓનાં નામ બાઇબલ કલાસના પત્રક પર ઉમેરવામાં આવ્યાં હતાં, અને બારીક તપાસ કર્યા પછી ૫૦૦૦ માણસો મંડળીમાં મેળવાએલાં માલમ પડ્યાં હતાં. ૧૯૧૭ ની સાલમાં, સુવાર્તાપ્રસારના એક તેવાજ સુલભ અઠવાડીઆમાં સ્વયંસેવકો ૫૦૦૦ હતા; ૭૦૦૦ શોધકો હતા; જ્યારે વિધર્મીઓમાંથી ખ્રિસ્તી થએલાની સંખ્યા ૩૬૮૦ હતી.

તેજ વર્ષમાં હિંદુસ્તાનની પ્રેસ્બીટેરિયન મંડળીઓના હેવાલ પરથી જણાય છે કે ત્યાં ૩૩૯૯ સ્વયંસેવકો હતા; ૬૧૯૧ શોધકો હતા અને ૨૭૨૨ ખ્રિસ્તી થયા હતા. એકલા **જાલના** પરગણામાંથી ૧૫૦૦ ખ્રિસ્તીઓ થયા કહેવાય છે; ૨૦૦૦ સ્વયંસેવકોની દસ ટોળીઓ પડી હતી, ને તેઓએ પોતાનો બધો વખત આ કાર્યમાંજ ખર્ચીને તે જિલ્લાના ભિન્ન ભિન્ન ભાગોની મુલાકાત લીધી હતી, ને છેલ્લા રવિવારે તેઓ પોતાના આ નૂતન ખ્રિસ્તીઓ સાથે ધ્વજપતાકા સહિત દેવળમાં આવ્યા હતા.

આના જેવા ઘણા ઉત્તેજનદાયક હેવાલો અત્રે ઉમેરી શકાય, પરંતુ અંગત કાર્ય કરવા જાગૃત થએલી મંડળી પોતાનાં સ્ત્રીપુરુષોનાં નામ નોંધાવી કરીને સુવાર્તાના કામમાં કેવી સંગીન ને મહાન ફતેહ મેળવી શકે છે, તેના વાસ્તવિક પુરાવા અર્થે આટલાં ઉદાહરણો પુરતાં છે. આ પણ એક પ્રકારનો વિગ્રહજ છે. ફેર માત્ર એટલોજ છે કે આ લડત મનુષ્યોને પાપ તથા મરણમાંથી જીવન અને ન્યાયીપણામાં લાવવાની પ્રેમની લડત છે. આ વિગ્રહના પરિણામે વિનાશ પામેલાં કુટુંબો ફરીથી સુખી થઇ શક્યાં છે; ઇશ્વરસ્તુતિને માટે દેવસ્થાનો બાંધવામાં આવ્યાં છે; કલેશી કુટુંબોમાં સમાધાન થઇ સંપની અભિવૃદ્ધિ થઇ છે; છાકટાઇ, અજ્ઞાન અને મરણ અટકાવવામાં આવ્યાં છે.

પેલો વિગ્રહ જે દુનિયાને પળમાં પાયમાલ કરી નાંખે છે, તેની સાથે સરખાવતાં આ કેવા ઉચ્ચ પ્રકારનો વિગ્રહ! ને આટલા બધા માણસોનું બદલાણ થએલું જોઇ કેટલો બધો આનંદ થાય! "એક પાપી પસ્તાવો કરે તેને લીધે આકાશમાં આનંદ થાય છે" (લુક ૧૫; ૭) એ વાક્ય જો સત્ય હોય, તો આ નવા ખંડી લેવાએલા જનસમૂહો જેઓ "પરમ ઉંચામાં દેવને મહિમા, પૃથ્વી પર શાંતિ, ને માણસો મધ્યે પ્રસન્નતા" એવું મંગળ ગીત ગાતાં દૂતોની સાથે ભળી જાય છે, તેઓને માટે સ્વર્ગીય સમુદાયમાં કેટલો બધો આનંદ વ્યાપી રહેતો હશે! લુક ૨; ૧૩–૧૪.

**પ્રાર્થના:**– હે ઇશ્વર, અમે તારો ઉપકાર માનીએ છીએ કે તેં અમને તારા માટે સ્ત્રીપુરુષોને જીતવાની ઉત્તમ ને ગૌરવી તક આપી છે. મારા પોતાના દેશબંધુઓમાં તારા રાજ્યની વૃદ્ધિ કરવા માટે હું મારી પોતાની જિંદગી કઇ ઉત્તમ રીતે ગાળી શકું તે મને બતાવ!

**સોનેરી વાક્ય:**– પ્રેરિતોનાં કૃત્ય, ૧૪; ૨૭.

**પ્રશ્ન:—**

(૧) ઇસુ ખ્રિસ્તને માટે મંડળી જે વિગ્રહમાં જોડાએલી છે, તે વિગ્રહ સાથે યૂરોપમાં ચાલી ગએલા વિગ્રહની સરખામણી કરો

(૨) હિંદુસ્તાનમાં સુવાર્તાના પ્રસાર સાથે સંબંધ ધરાવનારી જે આકર્ષક વિગત તેનું વર્ણન કરો.

(૩) અન્ય સ્થળે જે કામ થાય છે તેજ કામ તમારી પોતાની મંડળીમાં શું ન થઇ શકે?

(૪) પ્રથમ તમારા અંતઃકરણની જાગૃતિ ને ત્યાર પછી તમારી મંડળીની ધર્મજાગૃતિ થાય માટે શું તમે કદી પ્રાર્થના કરી છે?

(૫) તમને તથા તમારી મંડળીને ધર્મજાગૃતિની આવશ્યકતા છે એવું શું તમે માનો છો ?
(૬) આવી ધર્મજાગૃતિ માટે શું તમે નિરંતર નિયમિત રીતે પ્રાર્થના કરશો, અને બીજાઓને પણ વિશેષે કરી તમારા કુટુંબીજનોને આ કાર્યમાં રસ લેતા કરશો ?

---

## અભ્યાસ ૨ જો. અંગત કાર્યની તક.

## હિંદની ખ્રિસ્તી મંડળી આગળ મુકાએલું મહા મોટું કામ:

**શાસ્ત્રવાચન:**- લુક ૧૪; ૨૩-૩૧; વળી સરખાવો યોહાન ૬; ૫-૧૧.

ધર્મને ધંધામાં ફેરવી નાખવામાં જેઓ અગ્રેસર જેવા તેઓને ચેતવણીરૂપે આ પ્રથમ દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. ખ્રિસ્તની પાછળ ચાલવું એટલે શું, તે પ્રથમ લક્ષમાં લેવું ડહાપણ ભરેલું છે, પણ આપણા અભ્યાસને બંધ બેસે માટે આપણે તેને આપણી માતૃભૂમિને સુવાર્તા પ્રગટ કરવાના મહાન કાર્યને લાગુ પાડીએ. હિંદમાં ખ્રિસ્તના રાજ્યનો પાયો નાંખી તેને બાંધતા પહેલાં, પ્રથમ તે અંગે કેટલું ખર્ચ થશે, કેટલો આત્મભોગ આપવો પડશે, ને આપણી પાસે કેટલાં સાધનો છે, ને ક્યાં ક્યાં સાધનોની જરૂર પડશે, તેનો યથાયોગ્ય વિચાર કરીને પછી દરેક માણસે પોતાને આ પ્રશ્ન પૂછવો જોઇએ, કે જે માણસોને હું ખ્રિસ્તની ગમ ખેંચવા ઇચ્છું છું, તેઓ કોણ ને કેવા છે, ને તેઓની વસ્તી તથા સંખ્યાબળ કેટલું છે ?

વસ્તીપત્રક તથા બિશપ અઝાર્યાહકૃત "હિંદ અને મિસનો" પરથી એકઠા કરેલા નીચેના આંકડાઓ આપણે તપાસીએ.

**ખ્રિસ્તીઓની સંખ્યા:**—સને ૧૯૧૧ના સરકારી વસ્તીપત્રક પ્રમાણે હિંદની કુલ્લ વસ્તી ૩૧,૩૪૦૫૩૮૯ છે, ને તેમાંથી ખ્રિસ્તી-

ઓની સંખ્યા ૩૮,૭૬,૧૯૩ અથવા આસરે કહીએ તો આજે હિંદમાં ખ્રિસ્તીઓની સંખ્યા ૪૦ લાખની છે, જેમાંના લગભગ અડધા રૉમન કેથેલિક મત માનનારા છે. એકંદર સમ સંખ્યામાં કહીએ તો હિંદમાં ૨૦ લાખ કરતાં વધારે પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓ હશે નહિ. આટલી મોટી સંખ્યા જોઇ આપણને આનંદ થાય તે સ્વાભાવિક છે. પરંતુ આપણે ત્રીસ કરોડ માણસને પહોંચી વળવાનું છે, એ પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થાય, ત્યારે આ ૨૦ લાખ તે કેવળ સમુદ્રમાં એક અલ્પ બિંદુ સમાન,–નગારામાં તૂતીના અવાજ સમાન છે એ નિશ્ચે ધ્યાનમાં રાખવું. અત્યારે ૧૦૦ હિંદુએ એક ખ્રિસ્તી એવું પ્રમાણ છે. અને એનો અર્થ એજ છે કે બાકીનાં નવ્વાણું ઘેટાં વાડાની બહાર છે. વળી આ ખ્રિસ્તીઓ તે આખા દેશમાં કંઇ યોગ્ય પ્રમાણમાં વેરાઈ ગએલા નથી. ખ્રિસ્તીઓની કુલ વસ્તીનો ¾ ભાગ મદ્રાસ ઇલાકા ને તેને લગતાં સંસ્થાનોમાં છે. વળી ખ્રિસ્તી સમાજનો લગભગ અડધો ભાગ તામિલ ને મલાયલમ જીલ્લાઓમાં રહેલો છે. ટીનવેલીમાં ૧૨ વિધર્મીઓમાંથી એક ને ત્રાવણકોરમાં ૪ માંથી એક ખ્રિસ્તી એવું પ્રમાણ છે. બાકીના આખા હિંદમાં થોડાઘણા પ્રમાણમાં છિન્નભિન્ન વહેંચાઇ ગએલા છે.

એક બે દેશી સંસ્થાન સિવાય બાકીનાની સ્થિતિ ખરેખર ઘણીજ કફોડી ને ગંભીર છે; પ્રમાણ નીચે દર્શાવ્યું છે:—

ખ્રિસ્તી ને વિધર્મીની સંખ્યાની સરખામણી કરતાં દેશી સંસ્થાનોમાં ખ્રિસ્તીઓનું પ્રમાણ દર ૧૦,૦૦૦ વિધર્મીઓમાં નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| મૈસુર. | ૯૦. | સંયુક્ત પ્રાંતોનાં સંસ્થાન. | ૬. |
| વડોદરા. | ૩૯. | મધ્ય પ્રાંત સંસ્થાન. | ૪. |
| હૈદ્રાબાદ. | ૨૧. | રજપુતાના. | ૩. |

| | | | |
|---|---|---|---|
| મુંબાઈ સંસ્થાન. | ૧૬. | ગ્વાલીઅર. | ૩. |
| બંગાળા. | ૧૦. | પંજાબનાં સંસ્થાનો | ૨. |
| કાશ્મીર. | ૧૬. | | |

મદ્રાસ ને કૂર્ગમાં દર ૧૦,૦૦૦ માણસની વસ્તીમાં ૨૦૦ કરતાં વધુ ખ્રિસ્તીઓ છે; બ્રહ્મદેશ ને મુંબાઈમાં ૧૦૦ કરતાં વધારે; આસામમાં ૫૯; બંગાળામાં ૩૬; પંજાબ, વાયવ્ય સરહદના પ્રાંત, મધ્ય પ્રાંતો ને સંયુક્ત પ્રાંતોમાં દર ૧૦,૦૦૦ હિંદુ વસ્તીએ ૨૦ કરતાં વધારે ખ્રિસ્તીઓ છે; મધ્ય હિંદમાં ૧૦,૦૦૦ હિંદુઓમાંથી કેવળ ૯ ખ્રિસ્તીઓ મળી આવે છે.

ત્રાવણકોરમાં ૧,૦૦૦૦ માણસની વસ્તીમાંથી ૨૦૦૦ કરતાં કંઈક વધારે ખ્રિસ્તીઓ મળી આવે.

બ્રિટિશ મુલકો જ્યાં ખ્રિસ્તી ધર્મના ઉપદેશ માટે કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ નથી, ત્યાં હજી સુધી પણ વિશાળ પ્રદેશો સુવાર્તાના પ્રકાશ વિનાના છે. મુંબઈ ઇલાકાના ૩૩ તાલુકા જેમાંના દરેકમાં ૫૦,૦૦૦ માણસની વસ્તી છે, તેમાં એક ખ્રિસ્તી નથી. સંયુક્ત પ્રાંતોમાં કેટલાએક તાહસિલ એવા છે કે જ્યાં એકે ખ્રિસ્તી કે ખ્રિસ્તી કામદાર નથી. ગોરકપુર વિભાગના ૪ મોટા તાહસિલ જેમાંના દરેકમાં લગભગ ૨૦ લાખ કરતાં વધારે વસ્તી હશે, ત્યાં એકે સ્થાયી ખ્રિસ્તી સુવાર્તિક નથી. ખરી રીતે જોતાં ૬૦ લાખ માણસની વસ્તીવાળા આ મોટા વિભાગને પહોંચી વળવા માટે ત્યાં કેવળ ૨૦ જ કામદાર છે. બંગાળા, બિહાર, ને ઓરીસ્સામાં થઈને લગભગ ૪ કરોડ માણસો એવાં છે કે જેઓએ અદ્યાપિ પર્યંત સુવાર્તાનો અવાજ સરખો સાંભળ્યો નથી.

આ હિસાબે એવું અનુમાન કરવામાં આવ્યું છે કે અત્રે મિશનરી સાહેબોની સાધારણ ને નિયમિત વૃદ્ધિ થયા છતાં પણ હિંદમાં

એવા દસ કરોડ કરતાં પણ વધારે મનુષ્યોની સંખ્યા મળી આવે કે તેઓને પોતાની આખી જિંદગી દરમિઆન સુવાર્તાનો શ્રેષ્ઠ સંદેશો સાંભળવાનો અવકાશ આવશેજ નહિ.

સોનેરી વાક્ય. લુક ૧૦; ૨.

**પ્રશ્ન:—**

(૧) હિંદુસ્તાનને સુવાર્તા પ્રગટ કરવાનું કામ માથે લઇએ ત્યાર પહેલાં કઈ બાબત જાણવી અગત્યની છે ?

(૨) હિંદની વસ્તી કેટલી છે ?

(૩) ખ્રિસ્તીઓની વસ્તી કેટલી છે ? તેમાંથી પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓ કેટલા હશે ?

(૪) સૌથી વધારે ખ્રિસ્તીઓ ક્યાં છે ?

(૫) બ્રિટિશ મુલકોમાં ખ્રિસ્તી ને વિધર્મી વસ્તીનું પ્રમાણ શું છે ?

(૬) દેશી સંસ્થાનોમાં ખ્રિસ્તી ને વિધર્મી વસ્તીનું પ્રમાણ કેટલું છે ?

(૭) આ વસ્તુસ્થિતિ જાણ્યા પછી હિંદમાં સુવાર્તા પ્રગટ કરવાનું કામ કેટલું મહાન અને મુશ્કેલ છે, તેનો તમને કદીએ ખ્યાલ થયો છે ?

**પ્રાર્થના:**—હે ઇશ્વર, હિંદુસ્તાનને માટે અદ્યાપિ તેં જે જે કર્યું છે તેને લીધે અમે તારો ઉપકાર માનીએ છીએ. હજી જે કરવાનું બાકી છે, તેનું સ્પષ્ટ દર્શન તું અમને કરાવ, એ માટે કે પ્રત્યેક હિંદી ખ્રિસ્તી સ્ત્રીપુરુષ આ દેશને સુવાર્તા પ્રગટ કરવા માટે પોતાનું જે કર્તવ્ય તે સમજે, અને આળસ તથા નિદ્રાનો ત્યાગ કરે. આ દુર્ઘટ કાર્યની સિદ્ધિ માટે મને મારો ભાગ બજાવવા માટે જાગૃત કર

## અભ્યાસ ૩ જો:- તેનાં સાધનો.

**શાસ્ત્રવાચન:-** એફેસી ૬; ૧૦-૨૦.

(૧) આપણું જે પ્રથમ સાધન તે **અચળ અવિનાશી શાસ્ત્ર** છે, ને જેના પર સુધરેલા, બુદ્ધિપ્રભાવશાળી અને મહાન વિદ્વાન વર્ગ તરફથી દસે દિશાએથી હુમલા થયા ન હોય તેવું, તે સિવાય બીજું એકે પુસ્તક નથી!

વૉલ્ટેર નામનો એક પ્રખ્યાત ફ્રેંચ લેખક જે નાસ્તિક હતો, તેણે આ પુસ્તકનો બહોળો પ્રચાર તથા અસર સદંતર નાબુદ કરવા માટે પોતાથી બનતા પ્રયત્ન કર્યાં, અને આ પુસ્તકની ધિક્કારપૂર્ણ અવગણના કરી એવું ભવિષ્ય ભાખ્યું કે "લગભગ સો વર્ષની અંદર આ પુસ્તક હતું ન હતું થઇ જશે, અને ધૂળથી ભરપુર એવા સંગ્રહસ્થાનની છાજલી પર એક નવાઇની વસ્તુ તરીકે પડી રહેલું જોવામાં આવશે." પરંતુ કાળચક્રની ઘટમાળમાં આ વૉલ્ટેર આવી ગયો, અને આજે તેનું નામ નિશાન સરખુંએ રહ્યું નથી. તેનાં પુસ્તકો ને લખાણોને વાંચવાનો કોઇ વિવેક સરખોએ કરતા નથી, પણ જે પુસ્તકને તેણે ધુતકારી કાઢ્યું હતું, તેજ પુસ્તક આજે દુનિયામાં ઉચ્ચ પદ ભોગવતું ને અતિ લોકપ્રિય થઇ પડ્યું છે. જે મકાનમાં ઉભા રહીને તેણે આ ભવિષ્યકથન કહ્યું હતું તેજ વિશાળ ખંડની દિવાલો શાસ્ત્ર તથા શાસ્ત્રના જુદા જુદા ભાગોથી ભરચક થએલી મેં જ્યારે જોઇ ત્યારે મને અતિશય સાનંદાશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહિ, કારણ કે તેજ સ્થળ આજે "બ્રિટિશ ને ફોરીન બાઇબલ સોસાયટી" નું એક મુખ્ય અને ગંજાવર મથક છે, જ્યાંથી દરવર્ષે લગભગ ૮½ કરોડ શાસ્ત્રની નકલો દુનિયાના વિધવિધ દેશોમાં મોકલવામાં ને વેચવામાં આવે છે! આ પ્રમાણે આ પુસ્તક નાબુદ કે નિરર્થક થઇ જવાને બદલે અત્યાર સુધીમાં તેનું ૫૦૦ ભિન્ન ભિન્ન ભાષામાં ભાષાંતર થએલું છે.

(૨) **સબળ સુવાર્તા**:—જ્યારથી સુવાર્તાની શરૂઆત થઇ ત્યારથી શાસ્ત્રની પેઠે તેના પર પણ સખત હુમલાઓ ને આક્ષેપો કરવામાં આવ્યા છે. દરેક સ્થળે સુવાર્તિકો સામે વિરોધ દર્શાવવામાં આવ્યો છે, એટલુંજ નહિ પણ તેમાંના ઘણાખરાને મારી નાખવામાં આવ્યા છે, તેમ છતાં સુવાર્તાનું કામ હજી ચાલુ છે.

પ્રેરિતોના જમાના તરફ આપણે નજર કરીએ, તો વચનના દેશમાંથી એક કેવળ નાનું ઝરણ મંદ ગતિએ વહેતું આપણને જણાઇ આવશે, પણ આ નાનું ને મંદ ઝરણ ધીમે ધીમે નદી રૂપે પલટાઇ ગયું છે, ને હવે તો આ વિશાળ સરિતા સમુદ્રને ભેટવા ઉતાવળથી દોડતી જણાય છે. જેમ જેમ તે વહેતી ગઇ છે, તેમ તેમ તે વિશાળ અને ઉંડી થતી ગઇ છે. એક માછીથી તેની શરૂઆત થતાં, ઇસુ ખ્રિસ્તની આ સુવાર્તાએ આખી દુનિયાને ઉથલપાથલ કરી મૂકી છે. માણસો, પ્રજાઓ ને દેશજાતિઓ તેની સામે થયાં, તો પણ આ સુવાર્તા લોકોની ઇચ્છાને જીતતી અને હરણ કરતી કરતી આગળ વધ્યાજ જાય છે. કોન્સ્ટન્ટાઇન બાદશાહના વખતમાં, ખ્રિસ્તી ધર્મની રાજકીય જીત પછી વસ્તીવાળી દુનિયાના દર ૧૫૦ માણસોમાંથી એક ખ્રિસ્તી મળી આવતો. હાલ તેનું પ્રમાણ ત્રણમાંથી એક ખ્રિસ્તી એવું છે; આખી દુનિયાની વસ્તીની ગણત્રી ૧½ અબજ છે, જેમાંના ૫૦ કરોડ ખ્રિસ્તીઓ છે.

**કોરિયા**:—ત્રીસ વર્ષ પહેલાં કોરિયામાં જે પહેલ વહેલા મિશનરી સાહેબ ગયા, તેને મારી નાખીને શાસ્ત્રનો વિનાશ કરવામાં આવ્યો. આસરે વીસેક વર્ષ ઉપર ત્યાં એક માણસનું બાપ્તિસ્મા થયું ને હાલ ત્યાં ૧૦ લાખ ને પચાસ હજાર ખ્રિસ્તીઓ છે.

**જાપાન**:—આસરે પચાસ વર્ષ ઉપર જાપાનમાં ત્યાંની આખી પ્રજાની બુમ એજ હતી કે "મીશનરીઓને અને ખ્રિસ્તીઓને દેશ-

માંથી હાંકી કાઢો, હાંકી કાઢો." અત્યારે ત્યાં ૪૪૩ મંડળીઓ છે, જેમાંની લગભગ સોએક પોતે પોતાનું ગુજરાન ચલાવે છે.

**ચીન:**–ચીનમાં સુવાર્તા પ્રતિ એટલી બધી તીવ્ર ને વિરોધી લાગણી ઉશ્કેરાએલી હતી કે ડૉ. મોરિસન પોતાના ૨૭ વર્ષ જેટલા લાંબા ને સખ્ત પ્રયાસ પછી કેવળ ત્રણ જણને ખ્રિસ્તની ગમ ખેંચી લાવવાને શક્તિમાન થયા હતા. હાલ તેઓની સંખ્યા પુષ્કળ વધી ગઇ છે, અને માત્ર ચાર વર્ષ ઉપરજ ત્યાં ચીનની સુવાર્તાપ્રસારક હિલચાલને અંગે મધ્યમ ને ઉચ્ચ વર્ગમાંથી ૧૦૦૦ ખ્રિસ્તીઓ મંડળીમાં મેળવાયા હતા, જેમાંના ત્રણ વાઇસરૉય હતા અને એક બૌદ્ધ ધર્મનો સાધુ હતો.

**બ્રહ્મદેશ:**—બ્રહ્મદેશના પ્રખ્યાત અગ્ર મિશનરી ડૉ. જડસનને શાસ્ત્રનું ભાષાંતર ત્યાંની ભાષામાં કર્યા પછી કેદખાનામાં નાખવામાં આવ્યો, જ્યાં તેને ઘણા મહિનાઓ સુધી ભૂખે ને તરસે ભારે વિટંબણા વેઠવી પડી. હાલ બ્રહ્મદેશમાં ૮૦,૦૦૦ કરતાં વધારે ખ્રિસ્તીઓ છે.

**હિંદુસ્તાન:**—આપણા પોતાનાજ દેશમાં જ્યાં હિંદુ ધર્મનું બળ એટલું બધું પ્રબળ દેખાય છે કે એક સાધારણ બીકણ ખ્રિસ્તીને તો તે, પોતા તરફ તિરસ્કારયુક્ત હાસ્ય કરતા દુર્ઘટ દુર્ગ જીતવા સમાન લાગે, પરંતુ તેવા ભારતમાં આજે ૪૦ લાખ ખ્રિસ્તીઓ છે.

વળી હિંદની આખી વસ્તી સાથે સરખાવતાં ખ્રિસ્તી સમાજની વૃદ્ધિનું પ્રમાણ ધ્યાનમાં લેવા જેવું છે. સને ૧૮૭૧ થી ૧૯૦૧ સુધીમાં જ્યારે આખી વસ્તીની વૃદ્ધિ ૨·૭ ટકા હતી, પારસીઓની ૪·૭ ટકા, યહુદીની ૬ ટકા, મુસલમાનની ૯ ટકા હતી, ત્યારે હિંદના પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓની સંખ્યા ૬૩·૮ ટકા વધી હતી.

સુવાર્તાની શક્તિ તથા પરાક્રમ વિષે અત્રે થોડાંજ ઉદાહરણો આપેલાં છે. પાઉલે જ્યારે આ વાક્ય લખ્યું કે "કેમકે અમારી

લડાઇનાં હથિયાર દૈહિક નથી, પણ કિલ્લાઓ ભાંગી નાખવાને દેવથી સમર્થ છે" ત્યારે તેના હૃદયમાં કેવા પ્રકારની લાગણીનાં મોજાં ઉછળતાં હશે, તેની સહજ કલ્પના આપણને થઇ શકશે ! (૨ કરીં. ૧૦;૪)

## (૩) પવિત્ર આત્મા એક અસાધારણ અને આત્મિક મદદગાર:-

મંડળીનું જે સૌથી મોટું, બળવાન અને શ્રેષ્ઠ સાધન તે પવિત્ર આત્મા છે. "બળથી નહિ કે પરાક્રમથી નહિ પણ મારા આત્માથી એવું સૈન્યનો યહોવાહ કહે છે." જે પવિત્ર આત્માએ પીતરને હિંમતપૂર્વક બોલવાને અને એકજ દિવસમાં ૩૦૦૦ માણસોને મંડળીમાં મેળવવાને શક્તિમાન કર્યો, (પ્રેરિતો. ૨; ૪૧) અને આપણા પોતાના જમાનામાં પણ ડૉ. જેવેટને દક્ષિણ હિંદુસ્તાનમાં એક દિવસમાં ૨૨૨૨ માણસોને બાપ્તિસ્મા આપવાને શક્તિમાન કર્યો, તેજ પવિત્ર આત્મા પીતર, પાઉલ અને યોહાનના જમાનામાં જેવો હતો, તેવો ને તેવોજ હાલ પણ છે. જે આપણામાં આપણી મારફતે ને આપણી સાથે રહીને કામ કરે છે, તે તો પવિત્ર આત્મા છે; શાસ્ત્રનો માર્મિક અર્થ સમજવાને તે આપણાં અંતઃકરણોને પ્રદિપ્ત કરે છે; ઇસુ ખ્રિસ્ત સંબંધીના વિચારો આપણા સ્મરણપ્રદેશમાં ઉત્પન્ન કરી તેની તરફના આપણા પ્રેમભાવને સતેજ કરે છે, અને ખ્રિસ્તના હિંમતવાન અને દૃઢ સાક્ષીઓ તરીકે બહાર પડવાની આપણી ઇચ્છાશક્તિને દૃઢતર કરે છે. વળી સુવાર્તિકોને આમંત્રણ આપી તથા તેઓને આ કામ માટે ખાસ જુદા કરીને, વિશ્વાસનાં મોટાં સાહસો ખેડવાને મંડળીને જે દોરે છે, તે પવિત્ર આત્મા પોતે છે. વળી શ્રોતાજનોની પ્રેરકબુદ્ધિને પાપ વિષે ખાતરી ઉપજાવી, તથા તેઓ તારનારને સમર્પિત થાય, માટે તેઓનું આકર્ષણ કરીને તેઓનાં હૃદયોને સુવાર્તાનો અંગીકાર કરવાને જે લાયક કરે છે તે પણ પવિત્ર આત્માજ છે. "પવિત્ર આત્મા વિના કોઇ પણ માણસ ઇસુ તે પ્રભુ છે એમ કહી શકે નહિ"; "અને તે આવીને પાપ વિષે

તથા ન્યાયીપણા વિષે તથા ન્યાય ઠરાવવા વિષે જગતને ખાતરી કરી આપશે." યોહાન, ૧૬; ૮.

આ પ્રમાણે હિંદુસ્તાનને જીતવા માટે આપણી મંડળી પાસે આવા પ્રકારનાં સાધનો છે. આપણી પાસે એક એવું શાસ્ત્ર છે, કે જેનો વિનાશ આકાશ કે પૃથ્વી પરની કોઈ પણ શક્તિથી થઇ શકે નહિ; વળી કડવા વિરોધ સામે પણ થઇ આગળ વધી શકે તેવી શત્રુને મિત્ર બનાવનાર, અંધકાર અને મરણમાંથી પ્રકાશ અને જીવનમાં લાવનાર પ્રબળ સુવાર્તા છે; અને છેલ્લે પવિત્ર આત્મા જે દેવ પિતા પોતે તે આપણી મંડળીમાં ને દરેક ખ્રિસ્તી ભાઇબેનમાં વાસો કરે છે, તો શું આળસ કે બેપરવાઇ, સ્વાર્થ કે જગતીપણું, ફાટફૂટ કે અજ્ઞાન કોઇ પણ ખ્રિસ્તી ભાઈ કે બેનને, આ સ્થૂળ જીવનમાં, ઇસુ ખ્રિસ્તના આ પ્રતાપી વિગ્રહમાં જોડાતાં અર્થાત્ આપણી આ માતૃભૂમિને ખ્રિસ્તી કરવાના વિપુલ કાર્યમાં ભાગ લેતાં અટકાવશે?

**સોનેરી વાકય:-** રૂમી ૮; ૩૧-૩૨.

**પ્રાર્થના:**-હે ઇશ્વર, અમારા પિતા, તારાં વચનો, તારી સુવાર્તા અને પવિત્ર આત્મારૂપી કૃપાદાનો અમને પ્રાપ્ત થયા છતાં, વિશ્વાસ ને કૃત્યમાં અમારૂં જે ટુંકાળાપણું તે અમે શરમિંદા થઇને કબુલ કરીએ છીએ. તારી સન્નિધતાથી તું અમને પ્રેર અને પ્રતિદિન ઇસુ ખ્રિસ્તની સાક્ષી પુરવાને અર્થે હે ઇશ્વર, તું અમારામાં દૃઢ ઇચ્છા ઉત્પન્ન કર. આ આખા દેશમાં તારા પક્ષની ફતેહનાં ચિહ્નોનું દર્શન તું અમોને કરાવ.

## પ્રશ્ન.

(૧) હિંદુસ્તાનમાં ખ્રિસ્તી મંડળીનાં મુખ્ય સાધનો કયાં છે?

(૨) આ સાધનો ધ્યાનમાં લેતાં, હાલની ખ્રિસ્તી મંડળી માટે હિંદને સુવાર્તા પ્રગટ કરવાનું કામ શું શકય નથી?

(૩) ઇશ્વરનાં વચનોની જાથુ શક્તિનાં કેટલાંક ઉદાહરણો આપો.
(૪) સુવાર્તાનું પ્રાબલ્ય ને તેની વૃદ્ધિસૂચક કેટલાંક આબેહુબ વૃત્તાંત કહેો.
(૫) ખ્રિસ્તીઓની સાક્ષી સાથે પવિત્ર આત્માને શો સંબંધ છે?
(૬) શું આજે પવિત્ર આત્મા મંડળીમાં દૃષ્ટિગોચર થતો નથી?
(૭) શું હજી પણ પવિત્ર આત્મા માણસોને ખ્રિસ્તની ગમ લાવવામાં સ્ત્રીપુરુષોને ઉપયોગમાં લે છે?
(૮) પવિત્ર આત્મા તમને કામમાં લે માટે શું તમે ઉત્સુક છો?
(૯) તમારા દૈનિક જીવનમાં તમે તેના આમંત્રણને માન આપશો?

---

# ખંડ ૩ જો.

---

## ઇસુ ખ્રિસ્તના અનુકરણરૂપ અંગત કાર્ય કરવાની પદ્ધતિ.

(અ) ખ્રિસ્તી સમાજમાં રહેતા ખાસ અમુક પ્રકારના લોકોમાં.

**અભ્યાસ ૧ લો**:—ખ્રિસ્ત આંદ્રયાને તેડે છે.

**શાસ્ત્રવાચન**:—યોહાન ૧; ૩૫–૪૦; માત્થી ૪; ૧૮–૨૦.

**સૂચના**:—યોહાન બાપ્તિસ્મા કરનારે આંદ્રયા તથા એક બીજા શિષ્યને ખ્રિસ્તની પાસે મોકલ્યા. આંદ્રયા ખ્રિસ્તની પાછળ પાછળ આવતો હતો, તો પણ ખ્રિસ્તે પાછા ફરીને તેને પોતાની પાછળ આવતો દીઠો. શોધક અંતઃકરણનું જે પ્રથમ વલણ તે ખ્રિસ્ત ધ્યાનમાં લે છે. તેણે આંદ્રયાને ઓળખ્યો, ને વળી તેના અંતરમાં શું હતું તે પણ પારખી લીધું. આંદ્રયા તેની સાથે વાતચીત કરે તેની રાહ જોયા વિના ખ્રિસ્તે પ્રથમ વાત ઉપાડી—વાતની શરૂઆત કરનાર તે ખ્રિસ્ત હતો. તેણે પૂછ્યું "તમે કોને શોધો છો?" અમર્યાદ જિજ્ઞાસા

કે ઉદ્ધતાઇ માટે આ કંઇ ઠપકો નહોતો, પરંતુ પોતાનું ઓળખાણ કરાવવા માટેનું આ તો નમ્ર ને વિવેકભર્યું આમંત્રણ હતું. ખ્રિસ્તની પાસે જવું કેટલું સહેલું ને નમ્રતા ભરેલું હતું ને જેઓ તેની પાસે આવતા તેઓને તે કેવું ઉત્તેજન આપતો !

આ પ્રશ્ન પૂછવામાં ખ્રિસ્તનો હેતુ એજ હતો કે તે આંદ્રયાના મનનો ગાળ કાઢે ને તેની ઇચ્છા જાણે. "તમે શું શોધો છો ? શું મને એક શિક્ષક કે મિત્ર કે તારનાર તરીકે શોધો છો ?" એનો કુદરતી ઉત્તર એજ હતો કે "રાબ્બી, તું ક્યાં રહે છે?" રાબ્બી કહેતાં આંદ્રયા તેની પાસેથી શિક્ષણ પામવાની ઇચ્છા રાખે છે. તું ક્યાં રહે છે એમ પૂછવાથી તે ખ્રિસ્તની સાથે વિશેષ ઓળખાણ કરવાની ઇચ્છા દર્શાવે છે. ખ્રિસ્ત જવાબ આપે છે કે "આવીને જુઓ." પોતાને ત્યાં બોલાવવાનો અર્થ એટલોજ કે તે આંદ્રયા સાથે શાંતિથી ને નિરાંતે લાંબી વાતચીત કરી શકે. રસ્તે ચાલતાં ચાલતાં ખ્રિસ્તે કંઇ આત્મિક બાબતો વિષે તેની સાથે ચર્ચા કરી નહિ, તે બધા માટે હજી વધારે અવકાશની જરૂર હતી, અધીરાઈ કે ઉતાવળનું એકે ચિહ્‌ન આપણે જોઈ શકતા નથી; ઉંડા ને આત્મિક વિષયો પર વિચાર કરવા તે પોતાના વખતનો પણ ભોગ આપવાને રાજી હતો. આ આમંત્રણ એટલું બધું પ્રેમપૂર્વક ને સ્વાભાવિક હતું, કે આંદ્રયાએ તેનો સત્વર સ્વીકાર કર્યો. તે આવ્યો ને જ્યાં ખ્રિસ્ત રહેતો હતો તે જગા જોઈ, ને તે દિવસે તે ત્યાંજ રહ્યો. તે વખતે દસમી હોરા થઇ હતી; કદાપિ સવારના દસ વાગ્યા હશે !

ખ્રિસ્ત આગતાસ્વાગતા કરનાર હતો, તેણે આંદ્રયાને રહેવા માટે ઘણોજ આગ્રહ કર્યો; કોઈ પણ માણસની સ્વાભાવિક ભલમનસાઈ અને મિત્રતાની ખાતરી તેના આતિથ્ય વિના થઈ શકતી નથી. આંદ્રયા જ્યારે ખ્રિસ્તનો મહેમાન થયો, ત્યારે તે દિવસનો લાભ

ખ્રિસ્તે કેવી રીતે લીધો હશે તેની સહજ કલ્પના આપણે કરી શકીએ! તેની હાજતો પુરી પાડવામાં કદાપિ ખ્રિસ્ત તલ્લીન થઈ ગયો હશે, અથવા તો તેના આત્મિક ભલાને અર્થે સ્વાભાવિક રીતેજ આ તકનો લાગ સાધ્યો હશે!

આંદ્રયાએ ઈસુમાં જે જે દીઠું, ને તેના મુખથી જે જે સાંભળ્યું, તે બધાથી તેના મન પર ભારે અસર થઈ, અને અંતરથી તે ખ્રિસ્તને આ વખતેજ સમર્પિત થઈ ગયો હશે, કારણ કે આગળ જતાં આપણે જોઈએ છીએ કે જ્યારે તે સમુદ્રમાં જાળ નાખતો હતો, ને ખ્રિસ્તે તેને કહ્યું કે "તું મારી પાછળ આવ, ને હું તને માણસોનો પકડનાર કરીશ" (માત્થી ૪; ૧૯-૨૦), ત્યારે તેણે એકદમ પોતાની જાળ પડતી મૂકી, અને તેનો ચુસ્ત અનુયાયી બની તેની પાછળ ગયો.

**સોનેરી વાક્ય:**- ૧લું પીતર ૪; ૭-૯. માટે તમે બુદ્ધિવંત થાઓ, ને પ્રાર્થનાને સારૂ સાવચેત રહો. અને વિશેષે કરીને તમે એક બીજા પર આગ્રહથી પ્રીતિ કરો, કેમકે પ્રીતિ ઘણાં પાપને ઢાંકશે. કચકચ કર્યા વિના તમે એક બીજાને પરોણા રાખો.

**લાગુકરણ:**- જે લોકોને ખ્રિસ્તી ધર્મનું થોડું ઘણું જ્ઞાન છે, પરંતુ જેઓ તેને પોતાના તારનાર તરીકે માનતા નથી, એટલે કે જેઓ ખ્રિસ્તી માબાપોના પેટે જન્મ્યા છે, ને ખ્રિસ્તી વાતાવરણમાં રહી ઉછરેલા છે, પરંતુ જેઓએ હજી સુધી પોતાના પંડનું અર્પણ કરવાનું અગત્યનું પગલું ભર્યું નથી, તેઓને આ પાઠ લાગુ પાડી શકાય. માટે અંગત કાર્ય શરૂ કરનાર કાર્યવાહકો માટે એ વિશેષ જરૂરનું છે કે મંડળીમાં જો કોઈ એવો માણસ મળી આવે કે જેનામાં આંદ્રયાની પેઠે શોધક આત્મા ને ઉત્સાહી હૃદય હોય પણ જે હજી સુધી ખ્રિસ્તને સમર્પિત થયો ન હોય તો તેવા માણસથી અંગત કાર્યની શરૂઆત કરવી.

આવા એકાદ માણસને પસંદ કરી તેની બધી હીલચાલ ધ્યાનમાં લો, ને તેને માટે પ્રાર્થના કરો. તેના પર પ્રેમ કરવાની દરેક તક શોધતા રહો, ને તેના નિકટના સમાગમમાં આવવા માટે દરેક તકનો લાભ લો. તેને આત્મિક વાતચીતમાં નાંખવાના પ્રયત્ન ધીમે ધીમે આદરો, અને એ પ્રમાણે તેને પોતાની આખી જિંદગી ખ્રિસ્તને સમર્પિત કરવાના દૃઢ સંકલ્પ પર લાવો, એટલે સુધી કે તે તેનો સાક્ષી થઈ જાય. અવારનવાર તેને તમારે ત્યાં જમવા નોતરો; તમારા ઘરનું વાતાવરણ આત્મિક થવા દો. જો તમે કૌટુંબિક માણસ હો, તો તમારી સ્ત્રી, બાળબચ્ચાં ને બધાં સંબંધીઓને પેલા માણસને તમારે ત્યાં આવકાર આપવાનો જે મુખ્ય ને ઇષ્ટ હેતુ તે જણાવો, એ માટે કે તેઓ પણ આ માણસમાં રસ લેતાં થાય, ને તમારી સાથે સહકાર કરે. જમી રહ્યા પછી ઘરનાં બધાં માણસોને વિદાય કરો, એ માટે કે તમને તથા તમારા પેલા "અંગત માણસને" વાતચીતમાં કંઈ વિક્ષેપ થાય નહિ. ત્યારપછી તેને દૃઢ નિશ્ચય પર લાવવાના પ્રયત્ન કરો.

લાભ સહિત નીચેની વાતચીતનું અનુકરણ થઈ શકે:—

"ભાઈ, ઈશ્વરે તમારા સંબંધી મારા હૃદય પર એક જાતનો ભાર મૂક્યો છે, ને મારા મનમાં જે જે ઊર્મિઓ ને લાગણીઓ છે તે જો હું તમને ન કહું, તો ઈશ્વરેચ્છાની અવગણના કર્યાનો દોષ મારે શિર આવે, માટે હમણાંજ મને તે વિ કહેવાની રજા આપશો ?" સો વસા તે ના તો પાડશે નહિ. જો તે હા ભણે, તો વળી આ પ્રમાણે વાર્તાનો પ્રવાહ આગળ ચલાવો. "જે સાંભળવા તમે ઉત્સુક નથી તેવી એક વાતથી હું તમને એક પણ પળનો કંટાળો આપવા ઈચ્છતો નથી. હું જાણું છું ને તે જાણવાથી મને આનંદ થાય છે કે ઈશ્વરે તમને એક રૂડું અંતઃકરણ ને તેના તરફનું સ્વાભાવિક વલણ આપ્યાં છે. વળી ઈશ્વર સંબંધી તમે વારંવાર વિચાર પણ કરતા હશો, ને એક બહાદુર ને બાહોશ ખ્રિસ્તી થવાની તમને લઘુતા પણ થતી હશે, એ વિષે

મને જરાએ શક નથી. હું ગંભીરાઇપૂર્વક તમને એ કહેવા ઇચ્છું છું કે ઇશ્વર તમારા પોતાના તથા મંડળીના ભલા માટે તમારૂં આખું અંતઃકરણ તથા જિંદગી માગે છે. જુઓ, ઇશ્વરની દ્રાક્ષવાડીમાં કામ કરનાર માણસોની કેટલી બધી અછત છે, ખ્રિસ્તીઓ ને ખ્રિસ્તી સમાજની કેવી અવદશા થએલી છે! એ બંનેને જાગૃત કરવાની ઘણીજ જરૂર છે અને તેને માટે ખ્રિસ્તને માણસો જોઈએ છીએ, એવા માણસો કે જેઓ પ્રથમ પોતાને સંપૂર્ણ રીતે ખ્રિસ્તને સોંપે, અને પોતાની જિંદગી તેને અર્પી દે. એવા માણસોમાંના એક તે તમે છો, પરંતુ જ્યાં સુધી તેવો કોઈ એક માણસ પોતાની મનસ્વી ઇચ્છા પ્રમાણે વર્ત્યા કરે, ત્યાં સુધી ઇશ્વર તેનો ભરોસોએ કરતો નથી, ને પોતાના કામને અર્થે તેને વાપરતો પણ નથી. તેણે પોતાના માર્ગનો તદ્દન પરિત્યાગ કરવો જોઇએ, ને શાસ્ત્રમાં પ્રગટ કરેલા ખ્રિસ્તને પહેરી લેવો જોઇએ. ખ્રિસ્તી ધર્મ એ કંઈ મત કે સિદ્ધાંત નથી, પણ ઇસુ ખ્રિસ્તને પોતાના તારનાર તરીકે કબુલ કરવો, ને પોતાની પાસે જે કંઈ હોય તે તેને અર્પી દેવું તેજ છે. ઇસુ ખ્રિસ્તથી તેને અનંત જીવન પ્રાપ્ત થાય માટે તેણે પોતામાં મરવું જોઇએ. અનંત જીવનની શરૂઆત મરણની સાથેજ થાય છે. તે એક મોટો ભેદ છે, પણ જો એકાદ નાનું બાળક ખ્રિસ્તના વચન પર વિશ્વાસ રાખી તેની આજ્ઞાઓ પાળવાને રાજી હોય, તો તેને પણ આ મર્મ પ્રગટ થાય છે, અને આત્મિક વિષયોમાં "હાલજ" માન્યકાળ છે. અહીં અને અત્યારે શું તમે ખ્રિસ્તને તમારી જિંદગીનું અર્પણ કરશો?"

તે માણસને ધીમે ધીમે તૈયાર કર્યા પછીજ ઉપર પ્રમાણેની વાતચીત થવી જોઇએ. જો તે કબુલ કરે તો ઠીક. પણ જો તેવું સાહસ ખેડવા હજી તે તૈયાર થયો ન હોય, અથવા તો તમને એમ લાગે કે તેની સાથે વધુ વાતચીત કરવામાં કંઇ સાર નીકળવાનો નથી. તો તેને એમ કહેવું કે "તમને વિશેષ આગ્રહ કરવાને હું

ઇચ્છતો નથી, પણ પરમેશ્વર પોતે પવિત્ર આત્માની મારફતે તમારી સાથે બોલશે, માટે ચાલો આપણે ઘુંટણીએ પડી પ્રાર્થના કરીએ, ને આ મુશ્કેલ કાર્ય તેના હાથમાં સોંપીએ."

આ માણસ પોતે પ્રાર્થના કરે, માટે તેને વિવિધ રીતે સમજાવો, ને ત્યાર પછી તેને ઇશ્વરના હાથમાં સોંપો.

આટલું થયા પછી તેને નિરંતર લક્ષમાં રાખો, ને તે કંઇ દૃઢ નિશ્ચય પર આવે છે કે કેમ તે વિષે તેને પૂછતા રહો. તેને સારૂ તમે પોતે પ્રાર્થના કરો, ને અન્યને પણ પ્રાર્થના કરવાનું કહો, જ્યાં સુધી કે એક આત્માને ઇશ્વરી ઇચ્છાને આધીન કર્યાનો આનંદ તમને સંપાદન થાય!

**પ્રશ્ન:-**

(૧) આંદ્રયા કેવા પ્રકારનો માણસ હતો?
(૨) ખ્રિસ્તની પાછળ જવાનું મન આંદ્રયાને શાથી થયું?
(૩) ખ્રિસ્તે તેને પોતાને ત્યાં કેમ નોતર્યો?
(૪) જ્યારે પોતાને ઘેર આંદ્રયા રહ્યો, ત્યારે ખ્રિસ્ત તેની સાથે કેવી રીતે વર્ત્યો હશે તેની કંઇ કલ્પના આપણે કરી શકીએ?
(૫) એથી આંદ્રયા પર શી અસર થઇ?
(૬) હાલ આંદ્રયાના જેવા માણસો તે કયા?
(૭) એવા કોઇ માણસને તમે ઓળખો છો?
(૮) તમારામાંનો પ્રત્યેક એવા એકાદ માણસને પસંદ કરી તેને નિશ્ચય પર લાવવાનું કામ કરશો?

**પ્રાર્થના:-** ત્રિધન્ય ઇશ્વર, પૃથક્ પૃથક્ આત્માઓ સંબંધી તું કેટલી બધી માયા ને કાળજી ધરાવે છે! અમ દરેકની તું ચિંતા રાખે છે એ વિચારથી અમને કેટલો બધો આનંદ થાય છે! માણસોને તારી ગમ ખેંચવાની કળા તું અમને શીખવ, અને હે ઇશ્વર, અમ દરેકને તું

એવો એકાદ માણસ મેળવી આપ; વળી ઇસુ ખ્રિસ્ત માણસોને કેવી રીતે ખેંચતો તેનું સ્મરણ, હે પવિત્ર આત્મા, તું અમને કરાવ.

---

## અભ્યાસ ૨ જો. ખ્રિસ્ત પીતરને તેડે છે.

**શાસ્ત્રવાચન**:- યોહાન ૧; ૪૦-૪૨; લુક ૫; ૨-૧૧; માત્થી ૪; ૧૮-૨૦.

**સૂચના**:- જે ઉત્તરોત્તર યુક્તિ વા પદ્ધતિથી ખ્રિસ્તે પીતરને તેડયો, તે ધ્યાનમાં લો. યોહાન ૧; ૪૦-૪૨. આંદ્રયા પોતાના ભાઇ પીતરને ખ્રિસ્તની પાસે લાવ્યો. હવે પીતર જોકે એક ઉદ્ધત, આપમતીઓ અને કદાપિ ઉન્માદી તરીકે મશહુર હતો, તોપણ ઇસુએ તેના પ્રેમાળ સ્વભાવના અભ્યંતરમાં દષ્ટિ કરી પોતે તેને કેવા ઉપયોગમાં લેવાનો હતો તે વિચાર્યું, અને તેના પર પોતાની શ્રદ્ધા તથા વિશ્વાસ છે તે દર્શાવવાને તેને એક નવું નામ પણ આપ્યું. આ પ્રમાણે પીતરને ખ્રિસ્ત પ્રત્યેની પોતાની નિષ્ઠાને લીધે, પોતાના અસ્થિર મીજાજ ને કાર્ય કરવાના ઢચુપચુ સ્વભાવનું મહેણું ટળશે એવી આશા રાખવાને ઉત્તેજન મળ્યું. આવા ઉત્તેજનના અભાવે મંડળીએ કેટલી બધી વાર તેને આગળ દોરી શકે તેવી મહાન શક્તિ ધરાવનાર માણસોને ગુમાવ્યા છે!

**ઉત્તેજન.**

લુક ૫; ૨-૧૧. પીતરે ખ્રિસ્તનો ઉપદેશ સાંભળ્યા પછી જ્યાં તે માછલાં પકડતો હતો ત્યાં ખ્રિસ્ત તેની સાથે જાય છે.

**દિલસોજી.**

**સંપૂર્ણ સ્વાર્પણ માટે ખ્રિસ્તનું છેલ્લું તેડું**:— માત્થી ૪; ૧૮-૨૦.

ઉત્તેજન ને દિલસોજી સહિત પીતરને લક્ષમાં લીધા પછી ખ્રિસ્ત તેને પોતાની આખી જિંદગી સમર્પિત કરવાને આગ્રહ કરે છે. વળી જો તે કેવળ પોતાની આખી જિંદગી ખ્રિસ્તને અર્પણ કરે, તો આગળ જતાં તે માણસોના મોટા જથાને પકડનાર થશે એવું પ્રકાશિત ને આકર્ષક ભાવી ખ્રિસ્ત તેના મુખ આગળ ધરે છે. આ વિનંતી એટલી બધી આગ્રહપૂર્વક હતી કે ત્યાં ને તેજ વખતે પીતરે પોતાને ખ્રિસ્તને સોંપી દીધો.

**પીતરનું દૃઢ નિશ્ચય પર આવવું.**

**સોનેરી વાક્ય**:-યશાયાહ ૩૫; ૩-૪. નબળા પડેલા હાથોને તથા ઢીલા પડેલા ઢીંચણોને મજબુત કરો. જેઓ બીકણા છે તેઓને કહો કે બીશો મા, બળવાન થાઓ.

**લાગુકરણ**:—જેઓ પ્રોત્સાહી ને મનસ્વી છે, પણ જેઓના પર આધાર રાખી શકાય નહિ તેવા છે, જેવા કે મંડળીમાંના ઘણાખરા જુવાનો, જેઓ ભલ કૃત્ય કરવાને ઘણાજ હોંસીલા દેખાય છે, પરંતુ તેઓમાં દૃઢતાની કે ઠરેલપણાની ખામી હોવાને લીધે તેઓનો ભરોસો થઇ શકતો નથી, તેવાઓને આ પાઠ લાગુ પાડી શકાય. તેવા જુવાનો સાથે પ્રસંગ પાડતાં, ઉત્તેજન અને અનુકંપા એ બેજ મુખ્ય ને જરૂરની બાબતો છે. એવા માણસોને ખ્રિસ્તની ગમ કેવી રીતે ખેંચી શકાય તે વિષે નીચેનું ઉદાહરણ બરોબર બંધબેસતું છે. ડૉ. મેબી વિષે એવું કહેવાય છે કે અમેરિકાની પશ્ચિમ તરફના એક શહેરમાં રહેતી એક જુવાન સ્ત્રીને તે ઓળખતા હતા. આ સ્ત્રીએ, ત્યાંના "પ્રેસિડેન્સીઅલ કેમ્પેઇન" વખતે, બ્લેઇન નામના એક ઉમેદવાર ગૃહસ્થ તરફ પોતાના પ્યારને લીધે, ઘણી અપમાનયુક્ત નામના મેળવી હતી. દરેક જણની માન્યતા એવી હતી કે આ બાઇ તો ઐહિક છે, ને ધાર્મિક બાબતો તરફ તેનું વલણ કદીએ

થવાનું નથી, તો પણ ડૉ. મેબી સકારણ એમ માનતા હતા કે જો આ બાઇ પોતાનું અંતઃકરણ ઇશ્વરને સોંપી દે, તો તે ઘણીજ ઉપયોગી સ્ત્રી થઇ પડે. આ બાઇ સાથે સાહેબે ઓળખાણ કરી, ને તે ભોળી અને નિખાલસ છે એવું તેમને જણાઇ આવ્યું, અને છેવટ ખ્રિસ્તનો હક તેના પર નાંખી તેને ખ્રિસ્તની ગમ ખેંચી. તે સાહેબે શરૂઆત આ પ્રમાણે કરી હતી:—

"બ્લેઇન પ્રેસિડેન્સીઅલ કેમ્પેઇનમાં, તમે કેવો દઢ, અગ્ર ને નીડરપણે ભાગ ભજવ્યો હતો તે શું તમને યાદ છે ?" બાઇએ જવાબ આપ્યો કે "હા, બેશક, મને યાદ છે." પછી ડૉ. મેબીએ કહ્યું કે "મિ. બ્લેઇન માટે તમે જેટલો આગળ પડતો ભાગ લીધો હતો તેટલીજ નિષ્ઠાથી તમે ખ્રિસ્તને માટે બહાર પડો એવી મારી ઘણીજ ઇચ્છા છે," આથી તે બાઇ નવાઇ તો પામી તો પણ તેના મન પર અસર થયા વિના રહી નહિ, ને તે બોલી ઉઠી કે "શું તમે ખરેખર એમજ ધારો છો કે આ તમારી અપેક્ષા તે નિશ્ચયાત્મક વસ્તુસ્થિતિ થઇ શકશે?" ડૉ. મેબીએ કહ્યું કે "ખચિત, હું એમજ ધારૂં છું, ને તે કરતાં જો તમે તૃણ માત્ર પણ ઓછું કરશો તો તે બિલકુલ ચાલશે નહિ; તમારા જીવનમાં ખ્રિસ્ત સર્વોત્તમ મનાવો જોઇએ; બ્લેઇનનો પક્ષ કરતાં તમે શરમાયાં નહોતાં, તો તમારા આત્માના ખંડી લેનારથી તમે શરમાશો નહિજ; અડધું પડધું તમે કંઇ કરી શકતાં નથી. તમારી પાસે હું જે કરાવવા ઇચ્છું છું તે એજ કે તમારી જિંદગીમાં જે શ્રેષ્ઠ તે વિષે તમને પોતાને તથા અન્યને પણ ખાતરી થાય, ને એ પ્રમાણે કરવાથી ખાસ ઇશ્વર તરફથી પણ તમને ખાતરી ઉપજ્યા વિના રહેશેજ નહિ." થોડા દિવસ પછી આ બહાદુર સ્ત્રી ડૉ. મેબીની એક સભામાં આવી, ને ઇસુ ખ્રિસ્તને પોતાનું અંતઃકરણ સોંપ્યું. આ પ્રમાણે તે બાઇ ખરેખર શાંતિ ને આશીર્વાદ પામી

શકી, ને અન્યને પણ તેવાજ દૃઢ નિશ્ચય પર લાવવામાં વિશેષ આહોશ રીતે સાધનભૂત થઇ.

### પ્રશ્ન.

( ૧ ) પીતરના ખાસ ખાસીઅતો વર્ણવો.
( ૨ ) ખ્રિસ્તની તેની સાથેની વર્તણુકમાં ખાસ એવું શું હતું કે જેથી તેના મન પર અસર થઇ ?
( ૩ ) તમારી પોતાની મંડળી યાતો સમાજમાં પીતરના સ્વભાવવાળા કોઇ પણ માણસને શું તમે ઓળખો છો? તો તેના સાથે તમે કેવી રીતે વર્તશો ?
( ૪ ) એવા કોઇ માણસનું બદલાણ થયાની વાત શું તમે જાણો છો ?
( ૫ ) એકનિષ્ઠા ને આગેવાન તરીકેની અજબ શક્તિ ધરાવનાર એવા ઘણા માણસોને મંડળી કેમ ગુમાવતી હશે ?

**પ્રાર્થના**:—સર્વજ્ઞ ઇશ્વર, અમારા બાપ, તું સર્વ માણસોને ઓળખે છે, ને તેઓની બુજ પણ કરે છે. માણસોની અંદર જે ગુપ્ત શક્તિ રહેલી છે તે પારખી શકવાને અમને શક્તિમાન કર, અને એવાની સાથે યોગ્ય રીતે વર્તવાનું ડહાપણ તું અમને બક્ષ. વળી તેઓને ઇસુ ખ્રિસ્તની ગમ ખેંચવા માટે અમારામાં ધૈર્ય ઉત્પન્ન કર.

---

## અભ્યાસ ૩ જો. ખ્રિસ્ત ફિલિપને તેડે છે.

### શાસ્ત્રવાચન;-યોહાન ૧; ૪૩-૪૬.

યોહાન. ૧; ૪૩.

**સૂચના**:—ખ્રિસ્ત ફિલિપને મળીને તેને કહે છે કે "મારી પાછળ આવ." આ ટુંકા વાક્યમાં ઘણું ઉત્તમ શિક્ષણ સમાએલું છે.

ફિલિપ એક આસ્થિક ને ધાર્મિક વૃત્તિવાળો પરંતુ કંઇક અબળ અને અજ્ઞાન માણસ હતો. ઇસુ ખ્રિસ્ત તેની સાથે કેવી રીતે વર્તે છે તે ધ્યાનમાં લો.

**મુલાકાત લે છે.**

ખ્રિસ્ત તેના ઘરમાં જઇને તેની મુલાકાત લે છે, અને પોતાની પાછળ આવવાની ફરજ વિષે તેને કહે છે. તે તેની સાથે કોઈ પણ પ્રકારના વાદવિવાદમાં ઉતરતો નથી, કે બીજી કંઇ આડી અવળી વાત પણ કરતો નથી. ખ્રિસ્તનો મુખ્ય હેતુ એ હતો કે તેને કેવી રીતે દૃઢ નિશ્ચય પર લાવવો. લોકોની તેઓનાં ઘરોમાં જઇ મુલાકાત લેવી એ વ્યક્તિગત કાર્યનું એક મુખ્ય અંગ છે. તેઓની સાથે ગામ-ગપાટા ચલાવવાને અર્થે આ મુલાકાત લેવાની નથી, પરંતુ ભલાં કૃત્યો ને શિક્ષણવડે કોઈ પણ વ્યક્તિને ખ્રિસ્તની ગમ ખેંચવાની જે ગંભીર ફરજ તે અદા કરવાના ખાસ ઉદ્દેશથી મુલાકાત લેવાની છે. કલકત્તાના મર્હુમ કાલી ચરન બેનરજી ડૉ. ડફ વિષે સાક્ષી પુરતાં વારંવાર એવું જણાવે છે કે તેઓ સાહેબ અહોનિશ મારે ત્યાં આવી મારી મુલાકાત લેતા. એથી મારા મન પર અજાયબ જેવી અસર થઈ, ને મારામાં શોધક તરીકેના શિથિલ થઇ ગયેલા આત્માને પુનઃ જાગૃત કરી આગળ જતાં મને નિશ્ચય પર લાવવામાં સાધનભૂત નીવડ્યા.

ફિલિપ ખ્રિસ્તને યુસફના દીકરો કહે છે, પણ ખરી રીતે જોતાં તે કેવળ યુસફનો કહેવાતો દીકરો હતો. ધર્મના નવા શિખાઉઓ પણ શરૂઆતમાં એવીજ ભૂલ ખાય છે, જે કેવળ કાળક્રમે ને જ્ઞાનની અભિવૃદ્ધિ થતાં સુધરી શકે છે. માટે જોકે તેવા માણસો ઘણી વાત

**૪૫ મી કલમ.**

વિષે અજ્ઞાન હોય, તો પણ પોતાના સાચા ધર્મબંધુ તરીકે તેઓનો સ્વીકાર કરતાં ખ્રિસ્તી સુવાર્તિકોએ કદીએ આચકો ખાવો નહિ.

નાથાનાએલ સાથે વાત કરતાં ફિલિપને પોતાની નબળાઇ જણાઇ આવી. તેના પ્રશ્નનો પ્રત્યુત્તર તે આપી શકયો નહિ, પરંતુ ખ્રિસ્ત જે તેનો ખુલાસો આપવાને શકિતમાન હતો, તેની પાસે નાથાનાએલને તેડી લાવવામાં તેણે ઘણુંજ ડહાપણ વાપર્યું કહેવાય. ફિલિપ ખ્રિસ્તના તેડાને તરતજ માન આપી કેવી રીતે વ્યક્તિગત કાર્ય કરનાર થયો તે પણ સાથે સાથે ધ્યાનમાં લો.

**૪૬ મી કલમ.**

**સોનેરી વાકય**:- ૨ તિમોથી. ૧; ૧૭.

**લાગુકરણ**:- જેઓ ધાર્મિક અસરોને અનુરૂપ હોય છે, પણ જેઓને અલ્પ જ્ઞાન મળેલું હોય છે, અર્થાત્ ગામડાંના અભણ ખ્રિસ્તીઓ અને રોમન કેથોલિક વિગેરેને આ પાઠ લાગુ પાડી શકાય. ઘણા માણસો એવા છે કે જેઓ ખ્રિસ્ત સંબંધીની સત્ય વિગતથી અજ્ઞાન છે, કારણ કે શાસ્ત્રવાચનનાં દ્વાર તેઓને માટે બંધ હોય છે, અને તેથી કરીને તેઓ સુવાર્તાના પ્રકાશરૂપી ભરપુરપણા અને મોકળાપણાને સમજી શકવાને અશક્ત હોય છે. એવા એકાદ માણસને જીતવા માટે ખ્રિસ્તે જેવી રીતે ફિલિપને શોધ્યો, તેવીજ રીતે આપણે પણ તેને શોધી કાઢવો અને તેના ઘેર જઈ તેની મુલાકાત લેવી, ઇસુ ખ્રિસ્તના વહેવારૂ શિષ્ય થવા વિષેનો વિચાર તેના મનમાં ઉત્પન્ન કરવો અને ધીમે ધીમે તેને ઉંડા ને આત્મિક સિદ્ધાંતોમાં દોરવો.

એક ખ્રિસ્તી કામદારે એક રોમન કેથોલિક કુટુંબને નીચે પ્રમાણે ખ્રિસ્તની ગમ ખેંચ્યું. એક સવારે તેણે ત્યાંના રોમન કેથોલિક કુટુંબના એક માંદા માણસની ખબરઅંતર પુછવાને મુલાકાત લીધી, ને તે માંદા માણસની નિરાશાજનક ને ગંભીર સ્થિતિને લીધે કુટુંબી-

જનોને ગમગીન ને નિસ્તેજ દીઠાં ! તે માંદા માણસના બીછાના પાસે ગયો અને તેને પૂછ્યું કે "ભાઇ, તમારી તબીઅત કેમ છે ?" આજારીએ જવાબ આપ્યો કે "ભાઇ, હવે મને જરાએ આશા નથી." ખ્રિસ્તી ઉપદેશકે કહ્યું કે "ભાઈ, ગમે તેમ હોય તોપણ તમારે આશા શા માટે છોડી દેવી જોઇએ ? શાસ્ત્ર પરથી હું તમને સિદ્ધ કરી આપું કે આ જીવનમાં તો શું પરંતુ મરણમાં પણ મોટી ને અમર આશા છુપાએલી છે. તમારી ઇચ્છા હોય તો શાસ્ત્રમાંથી અમુક ભાગ હું તમને વાંચી સંભળાવું ?" પેલા આજારીએ કહ્યું કે "ભાઈ, પણ અમને શાસ્ત્ર વાંચવાનો હકજ ક્યાં છે ? કેવળ પાદરી સાહેબોજ તે તો વાંચી શકે" ! ઉપદેશકે કહ્યું કે "કંઈ હરકત નહિ, પાદરી સાહેબના કહેવા પર ધ્યાન આપશો નહિ, ચાલો, હાલ તો હું તમારો પાદરી થાઉં છું, એમ કહી યોહાનનો ૧૪ મો અધ્યાય તેણે વાંચવો શરૂ કર્યો, અને "તમારા મનને ગભરાવા ન દો" ઇત્યાદિ પહેલી ત્રણ કલમ વાંચી તેણે કહ્યું કે "તમે પાદરી સાહેબ વિષે કહો છો ખરા, પણ શાસ્ત્ર શું કહે છે તે જરા સાંભળો. "૧ લું પીતર. ૨; ૫. " તેની પાસે આવીને, તમે પણ આત્મિક ઘર તથા પવિત્ર યાજકો થવા સારૂ જીવતા પત્થરોના જેવા રચાયા છો, એ માટે કે જે આત્મિક યજ્ઞો ઈસુ ખ્રિસ્તને આસરે દેવને પ્રસન્ન છે, તેમનું અર્પણ તમે કરો." ઇસુ ખ્રિસ્તની મારફતે, ઇશ્વરે તમને અને મને યાજક ઠરાવ્યા છે, તો ઇશ્વરને આપણી પ્રાર્થનારૂપી અર્પણ ચઢાવતાં મધ્યસ્થ તરીકે યાજકની રાહ જોવાનું પ્રયોજન હવે આપણને રહ્યું નથી. વળી શાસ્ત્ર બીજું શું કહે છે તે પણ સાંભળો. એફેસી, ૨; ૮. " કેમકે તમે કૃપાએ વિશ્વાસને આસરે તારણ પામેલા છો, ને એ તમારાથી નથી, દેવનું દાન છે; કરણીઓથી નહિ, રખે કોઈ અભિમાન કરે; કેમકે સારી કરણીઓ કરવાને ખ્રિસ્ત ઇસુમાં ઉત્પન્ન કીધેલા આપણે તેનું કૃત્ય છીએ; તેઓ વિષે દેવે અગાઉથી એમ ઠરાવ્યું કે આપણે તેઓમાં ચાલીએ."

તે માંદા માણસનું મ્લાન મુખ પ્રકાશ્યું, ને તે બોલી ઉઠયો કે "વારૂ, ત્યારે આપણે શાસ્ત્રની વાત સમજી શકતા નથી, એમ કેમ કહેવાય છે ?" ઉપદેશકે કહ્યું કે "હા, ખરી વાત, શાસ્ત્રની બધી વાત આપણે સમજી શકતા નથી, ને તેમજ તમારા યાજકો પણ સમજી શકતા નથી, પરંતુ દરેક માણસ ઇસુ ખ્રિસ્ત સાથે પોતાનો સંબંધ જોડવા તથા પોતાના આત્માનું તારણ સાધવા જેટલી વાત તો સમજી શકે છે ને ! તમે ફરી નવેનામે ઇસુ ખ્રિસ્તની જિંદગીનું અધ્યયન શરૂ કરી જુઓ, ને મારા કથનનું સત્ય તમે અનુભવી શકશો." તેજ પળથી તે કુટુંબના ત્રણ માણસો (બાપ અને તેના બે દીકરા) શાસ્ત્ર વાંચવા લાગ્યા, અને અંતે ઇસુ ખ્રિસ્ત તે મારો પોતાનો તારનાર છે એવું કબુલ કરવાથી દરેકને હૃદયમાં અવર્ણનીય શાંતિ પ્રાપ્ત થઈ.

અગત્ય ને મહત્ત્વની બાબત એજ છે કે તેઓને શાસ્ત્ર વાંચતા કરવા.

**પ્રાર્થના:**—ત્રિધન્ય ઇશ્વર, તું માણસોને શોધે છે ને તેઓને મળે છે, એ તારો કેટલો મોટો આભાર તથા વિનય! તેજ આત્માની મદદથી હે ઇશ્વર, તું અમારામાં પ્રેરણા કર, એ માટે કે અમે પણ અજ્ઞાનતાથી ભટકી ગએલાં અમારાં ભાઇ બેનને ટટોળીને શોધી કાઢીએ !

**પ્રશ્નઃ—**

(૧) ફિલિપને ખ્રિસ્તે કેવી રીતે તેડયો ?
(૨) લોકોને, તેઓના ઘરોમાં જઇ મુલાકાત લેવાના જે કેટલાક લાભો છે તે દર્શાવો.
(૩) આધુનિક સમયમાં કયા વર્ગના માણસો ફિલિપના જેવા ગણી શકાય ?
(૪) એવા માણસોને તમે ખ્રિસ્તની ગમ શી રીતે ખેંચશો ?

**અભ્યાસ ચોથો: ખ્રિસ્ત યોહાન બાપ્તિસ્મા કરનારને તેડે છે.**

મંડળીમાં જેઓ વયોવૃદ્ધ છે, અથવા તો કોઇ પણ પ્રકારની પદવી ભોગવે છે, પણ જેઓનું અધ્યક્ષપણું હવે જર્જરિત થઇ ગયું હોય, તેઓને આ પાઠ લાગુ પાડી શકાય.

**શાસ્ત્રવાચન:**—માત્થી ૩; ૧૩-૧૭.

**સૂચના:**—યોહાન બાપ્તિસ્મા કરનાર ઇસુ કરતાં છ મહીના મોટો હતો, અને એવું ધારવામાં આવે છે કે ખ્રિસ્ત પ્રગટ થયો, ત્યાર પહેલાં છ મહીના અગાઉથી તેણે ઉપદેશનું કામ શરૂ કર્યું હતું.

યોહાન બાપ્તિસ્મા કરનાર છેલ્લામાં છેલ્લો ભવિષ્યવાદી હતો ને તેના ન્યાયીપણા માટે લોકો તેના તરફ પૂજ્યભાવ ધરાવતા હતા, છતાં અન્યના જેટલીજ તેને પણ ખ્રિસ્તની ગરજ હતી.

ખ્રિસ્તને તેની સાથે પ્રસંગ પડતાં ખ્રિસ્ત તેને અને તેના ઓદ્ધાને પણ માન આપે છે, એટલે સુધી કે તેનાથી બાપ્તિસ્મા પામવાને તે રાજી ખુશીથી પોતાને તેના હાથમાં સોંપે છે. ખ્રિસ્તના આ વિનયથી યોહાન પર કંઇ જુદીજ અસર થઇ, અને તરત તે ખ્રિસ્તને આધીન થઇ ગયો.

**સોનેરી વાક્ય:**— રૂમી ૧૨; ૧૦-૧૧.

**પ્રાર્થના:**—હે ઇશ્વર, મંડળીમાં જેઓ વયોવૃદ્ધ છે, અને જેઓના હાથમાં તેં જવાબદારી ભરેલી જગાઓ સોંપેલી છે, તેઓની સાથે અમારે કેવી અદબથી વર્તવું અને તેઓનું વાસ્તવિક માન કેવી રીતે જાળવવું તે તું અમોને શીખવ. તેઓની સાથે નમ્ર ભાવથી યોગ્ય વર્તન ચલાવવા તારી કૃપાથી તું અમને વેષ્ટિત કર, એ માટે કે ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુમાં જે જીવન તેના સંપૂર્ણ અનુભવમાં અમે તેઓને લાવી શકીએ.

**લાગુકરણ:**—આ શાસ્ત્રાભ્યાસનો પાઠ જેઓ વૃદ્ધ છે, અને મંડળીમાં જવાબદાર પદવી ભોગવે છે, તેઓને લાગુ પાડી શકાય. જેવા કે પાદરીઓ, વડીલો ને સેવકો.

ઓગણીસમા સૈકાના છેલ્લા અરસામાં અમેરિકાના બે જુવાન વિદ્યાર્થીઓને અન્ય દેશના વિદ્યાર્થીઓમાં મિશનરી તરીકે જઈ કામ કરવાનું સંદર્શન થયું. પ્રથમ તેઓ પોતાના પાદરી સાહેબ પાસે ગયા, ને આ કામ સંબંધી પોતાના મનમાં જે જે હોંસ ને ઊર્મિઓ ઉછળતી હતી તે તેની આગળ સવિનય કહી સંભળાવી, અને તે વિષે મંડળીને જાગૃત કરવામાં તે સાહેબની મદદ માગી, અને તે પાદરી સાહેબની સત્તા નીચે પોતાને સોંપ્યા. આ બંને યુવકના વિવેક તથા તેમના સજીવ ને જાગૃત અનુભવથી આ પાદરી સાહેબનું હૃદય પુનઃ જાગૃત થયું, ને તેનામાં કામ કરવાનો નવીન જુસ્સો ને નવીન ભાવના ઉત્પન્ન થયાં. આ બંને આસ્થિક યુવાનોએ પોતાના આ પેગામ સાથે બીજી ઘણી મંડળીઓની મુલાકાત લીધી, અને અંતે, "અમેરિકામાં સ્વયંસેવક વિદ્યાર્થીની હીલચાલ નામે ઓળખાતી અન્ય દેશોમાં સુવાર્તાનું કામ કરનાર મહાન ફોરિન મિશનરી સોસાયટીની સંસ્થા" ઉપસ્થિત કરવામાં આવી, અને જ્યારે આ કામને અર્થે ઉમેદવારોની જરૂર પડી, ત્યારે આ બંને જુવાન બીડુ ઝડપી પ્રથમ બહાર પડયા, ને હિંદુસ્તાન આવવા વહાણે બેસી નીકળ્યા. મંડળીમાં જેઓ આગેવાન જેવા હતા તેઓમાં ફરીથી આસ્થા અને આશારૂપી અગ્નિ પ્રદિપ્ત કરવા માટે આ બંને ઈશ્વર તરફથી મોકલાએલા યોગ્ય હથિયારરૂપ હતા. તેઓની આનંદપ્રદ હોંસ, તેઓની આતુરતા ને વિનય અને તેઓના ઉત્સાહભર્યાં અજાયબ સ્વાર્પણથી પાદરીઓ, વડીલો ને સેવકો આકર્ષાયા. આજે આ બંને સાહેબો દુનિયાના વિદ્યાર્થીઓમાં કામ કરનારમાંના સૌથી મોટા ને અગ્રેસર જેવા ગણાય છે તેમાં કંઈ નવાઈ નથી.

---

## અભ્યાસ ૫ મો. ખ્રિસ્ત યોહાન બાપ્તિસ્મા કરનારને તેડે છે.

જેઓ બાહ્ય ક્રિયાઓ પર વિશ્વાસ કરીને કરણીઓ મારફતે તારણ પ્રાપ્ત થશે એવી માન્યતા રાખે છે, તેઓને આ પાઠ લાગુ પડે છે. જેવા કે શનિવારને સાબ્બાથ માનનાર મતવાદીઓ.

માર્ક ૧; ૪–૬; લુક ૭; ૧૯–૨૮.

**સૂચના**:– અહીં આપણે યોહાન બાપ્તિસ્મા કરનારનું એક દૃશ્ય આપણી આગળ રજુ કરેલું જોઇએ છીએ. તેમાં તે નિયમશાસ્ત્રનું અક્ષરસઃ અનુપાલન કરતો, પોતાના દેહને દમતો અને એક સાધુના જેવી જિંદગી ગુજારતો આપણી નજરે પડે છે. જુના કરારની ઢબનો આ છેલ્લામાં છેલ્લો ભવિષ્યવાદી હોવાથી, ભવિષ્યવાદીનો દરજ્જો ભોગવતાં ભોગવતાં પોતે જે પ્રકાશ પામ્યો છે તે પ્રમાણે પોતાનું કર્તવ્ય સંપૂર્ણ રીતે બજાવે છે.

લુક ૭; ૧૯–૨૮.

જે કૃપાળુ ને નમ્ર રીત ખ્રિસ્તે ધારણ કરી તેથી યોહાન બાપ્તિસ્મા કરનાર કદાપિ નિરાશ થયો હશે. વળી પોતે નિયમાધીન હતો તેથી ખ્રિસ્ત જેવો હતો તેવો તેને ઓળખ્યા છતાં પણ તેણે મનમાં સંશય આણ્યો તેમાં કંઇ નવાઇ જેવું નથી. ( યોહાન ૩; ૨૮–૩૦ ) પોતાના શિષ્યોને મોકલીને તે પૂછાવે છે કે "આવનાર તે તુંજ કે અમે બીજાની વાટ જોઇએ?" એક પેગંબર તરીકે, ખ્રિસ્તમાં મશીહપણાનાં પુરતાં ચિહ્નો ને પુરાવા જોયા જાણ્યા પછી પણ યોહાન બાપ્તિસ્મા કરનારને હજી પણ ખ્રિસ્ત સંબંધી શક રહે છે એ વિચારથી ખ્રિસ્તને કેટલી બધી નિરાશા ઉત્પન્ન થઇ હશે? તોપણ ઘણીજ અનુકંપા સહિત ખ્રિસ્ત આ પ્રશ્નનું નિરાકરણ કરે છે. તે આશ્ચર્ય પામતો નથી ને તેનો દોષ પણ કાઢતો નથી પરંતુ દીર્ઘ વિચાર કરી જવાબ આપે છે.

ખાતરી ઉપજાવનાર ત્રણ પુરાવા ખ્રિસ્ત આપે છે:-

(૧) સંવાદ કે દલીલથી નહિ, પણ ખરેખરી બીનાથી, સાંભળેલી ને જોએલી વાતોથી.

(૨) યોહાનની પોતાની શાહેદી કરતાં વિશેષ વજનદાર શાહેદીથી. યોહાન ૫; ૩૬.

(૩) પરાકાષ્ટાની હદ સૂચવવા માટે, મૂએલાંને સજીવન કરવાં કે શરીરને સાજાપણું બક્ષવું તેના કરતાં આત્માની જરૂર વિશેષ છે, તે બતાવવાને દરિદ્રીઓને સુવાર્તા પ્રગટ કરવાની વાત છેલ્લી દર્શાવેલી છે.

યોહાન બાપ્તિસ્મા કરનાર વિષે ખ્રિસ્ત ઘણાજ પૂજ્યભાવથી બોલે છે. (જુઓ કલમ ૨૪-૨૮.) છતાં ૨૮મી કલમમાં ધન્યતાનું ખરેખરૂં રહસ્ય જણાવતાં તે કહે છે કે તોપણ દેવના રાજ્યમાં (દયાના રાજ્યમાં) જે ભાગ માત્ર નાનો છે તે તેના કરતાં મોટો થશે.

હવે આનું પરિણામ શું આવ્યું તે આપણને શાસ્ત્રમાં જણાવ્યું નથી, તોપણ યોહાન ખ્રિસ્ત પરના સંપૂર્ણ વિશ્વાસમાં ઉંઘી ગયો, એવી કલ્પના આપણે સહજ કરી શકીએ!

**સોનેરી વાક્ય.** તીતસ ૩;૫.

**પ્રાર્થના:**—કૃપાળુ પિતા, તારી અનહદ દયા માટે અમારે આભાર કેવી રીતે દર્શાવવો તે અમે જાણતા નથી. કરણીઓથી અમારૂં તારણ થશે એવું વિચારી કેટલીઅેવી વાર નિયમ પર આધાર રાખવાને અમે લલચાઈ જઈએ છીએ! એવાં પરીક્ષણોમાં પડવાથી તું અમને બચાવ. વળી એવા વૃત્તિ અને સ્વભાવવાળા માણસો સાથે અમારે કેવી રીતે વર્તવું ને તેઓને કેવી સહાનુભૂતિપૂર્વક ખ્રિસ્તની ગમ ખેંચી લાવવા તે તું અમોને શીખવ.

**લાગુકરણ:**—સારી કરણીઓથી તારણ મળશે એવું માનનાર અને શનિવારને સાબ્બાથ માનનાર મતવાદીઓને આ પાઠ લાગુ પાડી શકાય.

એવા માણસો સાથે વિનયથી વર્તો, અને તેઓના ઇષ્ટ હેતુ ને રૂડી કરણીઓ માટે તેઓની પ્રશંસા પણ કરો. વળી શાસ્ત્રનું અવલંબન તેઓ વિશેષ લે છે, માટે નીચેની કલમો તેઓને સરખાવવાનું કહો:-

**સાબ્બાથ:-**

**ક્યારે આપવામાં આવ્યો:**—નિર્ગમન ૧૬; ૨૨-૩૦; ૨૦; ૮-૧૧.

**યહુદીઓને ચિહ્ન તરીકે આપવામાં આવ્યો**-હઝકીએલ ૨૦; ૧૦-૧૨.

**સંતતિને હદ ઠરાવી આપી.**-નિર્ગમન ૩૧; ૧૬.

**બે હલવાનનું અર્પણ કરવું.**-ગણના ૨૮; ૯-૧૦.

**સાબ્બાથનું ઉલ્લંઘન કરનારને પત્થરે મારવો.**-ગણના ૧૫; ૩૨-૩૬.

જો સાબ્બાથ હાલ પાળવામાં આવે છે, તો તેને નહિ પાળનારને પત્થરે કેમ મારતા નથી? **સાબ્બાથના વિધિનો અંત ક્યારે આવવાનો હતો?** હોશીઆ ૨; ૧૧.

**સાબ્બાથ ક્યારે બંધ થયા?** વધસ્તંભ ઉપર. કલોસી ૨; ૧૧-૧૬.

"શનિવારને સાબ્બાથ માનનાર" મતવાદીઓના મતનું ખંડન કરવા માટે નીચેની વાર્તા વાતચીતમાં લાભ સહિત કહી શકાય:-

એક દાંભિક શિક્ષકે જાહેરનામાં બહાર પાડયાં કે જો દરેક બકરા દીઠ મને ૨૦ રૂ. આપવામાં આવે, તો હું મારી નિશાળમાં

તેમને ભણાવી ગણાવી માણુસ બનાવી દઉં ! આ જાહેરનામાથી એક વૃદ્ધ સ્ત્રીને ઘણુંજ કુતુહલ થયું, કારણ કે તેને ત્યાં એક નાનું લવારૂં હતું. ડોસીએ વિચાર કર્યો કે જો તેને મનુષ્ય બનાવી દેવામાં આવે, તો તે ઘણુંજ લાભકર્તા થઇ પડે, ને વળી હું તેને દત્તકપુત્ર કરી લઉં ! તેથી તેણે પેલા શિક્ષકના હાથમાં રૂા. ૨૦ મૂક્યા, ને તે સાથે પોતાનો બકરો પણ તેને સોંપ્યો. આ કાર્યની સિદ્ધિ માટે શિક્ષકે ૭ મહીનાની મહેતલ માગી. ૭ મહીના વીત્યા એટલે ડોસી શિક્ષકને ત્યાં ગઇ અને પોતાના બકરાને માણસ થએલો માગ્યો. શિક્ષકે કહ્યું કે તમારા બકરાને મેં જે તાલીમ આપી તેથી તે મનુષ્ય બની ગયો છે, એટલુંજ નહિ પણ આ જિલ્લાનો ન્યાયાધીશ થઇને બેઠો છે ! આ ખુશ ખબર સાંભળી ડોસીના આનંદનો તો કંઈ પારજ રહ્યો નહિ, અને બીજે દિવસે પાણીની એક ડોલ ને થોડો ચારો (બકરાને જે ચારો તે તે પહેલાં નીરતી હતી તે) લઇને ન્યાયાધીશની કચેરીએ તે ગઇ. કચેરીના દરવાજા આગળ જઈ, ન્યાયાધીશને પોતે જોઈ શકે તેવી રીતે, પાણીની ડોલ તેના તરફ ધરી, ને તેનું લક્ષ ખેંચવા આ હર્ષઘેલી ડોસી ઇસારા કરવા લાગી. તે એમ ધારતી હતી કે આ પ્રમાણે કરવાથી તેને પોતાના બકરા તરીકેના ગત દિવસોનું સ્મરણ થશે, ને મને તેની વૃદ્ધ માતા તરીકે ઓળખી કાઢશે. આ ભલી બાઇને કંઇ ભાન નહોતું, પણ આગળ જતાં પેલા શિક્ષકે સમજાવ્યું કે ન્યાયાધીશને હવે બકરાના ખોરાક માટે બકરાની રુચિ રહી નથી, ત્યારેજ તેને તે વિષેનું ભાન થયું.

ખ્રિસ્તી, અને શનિવારને સાબ્બાથ માનનાર મતવાદીની પરિસ્થિતિ પણ ઘણેક અંશે તેવીજ છે. પહેલો કૃપાસન નીચે હોઈ ધીમે ધીમે ન્યાયાસન પાસે જઈ શકે છે, જ્યારે બીજો નિયમની ઝુંસરી નીચે હોઇ હજી સુધી પણ નિયમની ઝુંસરી નીચેજ છે.

## પ્રશ્ન.

(૧) યોહાન બાપ્તિસ્મા કરનારની કઠોર જિંદગી શું સૂચવે છે ?
(૨) ખ્રિસ્ત વિષે તેને શાથી શક આવ્યો ?
(૩) તેના પ્રશ્નનું નિરાકરણ ખ્રિસ્તે કેવી રીતે કર્યું ?
(૪) હાલમાં યોહાન બાપ્તિસ્મા કરનારના જેવા માણસો કયા હશે ?
(૫) શનિવારને સાબ્બાથ માનનાર મતવાદીઓની જે પ્રશંસાપાત્ર બાબત તે કઈ?
(૬) એવા માણસોને તમે ખ્રિસ્તની ગમ શી રીતે ખેંચશો ?

---

## અભ્યાસ છઠ્ઠો. ખ્રિસ્ત માત્થીને તેડે છે.

ધંધાને અંગે જેઓ તુચ્છ મનાય છે જેવા કે સિપાઇઓ, દુકાનદારો ને રાજનીતિજ્ઞ પુરુષોને આ પાઠ લાગુ પાડી શકાય.

**શાસ્ત્રવાચન:**—માત્થી ૯; ૯.

**સૂચના:**—માત્થી દાણી કાપરનાહુમના બંદર આગળ આબકારી કે જમીનની મહેસુલ કે દાણ ઉઘરાવનાર તરીકે દાણની ચોકી પર બેઠો હતો. જે અન્ય પુરુષોને ખ્રિસ્તે તેડયા તેઓની પેઠે તે પણ આ વખતે પોતાના કર્તવ્ય પર હતો. તેનો આ ધંધો વિચારવંત ને સભ્ય પુરુષોમાં ઘણોજ નિંદ્ય મનાતો હતો તેનું એક કારણ એ હતું કે તે ધંધો વિવિધ પ્રકારનાં પરીક્ષણ તથા લાંચરૂશવતથી ભરપુર હતો, અને તે ધંધામાં પ્રામાણિકપણે રહી વર્તનાર ભાગ્યેજ કોઇ માણસ મળી આવે !

જો કે માત્થીના વર્ગના ઘણા માણસો ખ્રિસ્તના અનુસંગી થયા હતાં, તો પણ હજી સુધી તેને ખ્રિસ્તની પાછળ ચાલવાની ઉત્કંઠા થઇ નહોતી.

માત્થી કદાપિ એમ ધારતો હશે કે મારા ધંધાને લીધે ખ્રિસ્ત મને બોલાવશે નહિ. તે તો શ્રદ્ધાપૂર્વક એવું માની બેઠો હતો કે કોઇપણ માણસ મારી ધાર્મિક જિંદગી વિષે પૂછપરછ કરનાર નથી, અને રખેને તેની ગણના પણ ઢોંગીઓમાં થાય તે બીકથી તે કદીએ ધર્મ કે ધર્મને લગતી બાબતોમાં માથું મારવા ઇચ્છતો નહિ! વળી અન્ય પુરુષો ખ્રિસ્તની પાછળ કેવી રીતે ચાલે છે તેનું તે ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરતો હતો, છતાં તે એમ ધારતો હતો કે જો ખ્રિસ્તનો શિષ્ય થવાને હું ઉમેદવાર થાઉં, તો પણ લોક મારો હેતુ સમજી શકવાના નથી, ને તેથીજ તે પણ આ બાબતમાં નિશ્ચિંત રહેતો. ખ્રિસ્ત પાસે થઇને જતો હતો તેટલામાં તેણે માત્થીને દીઠો. ખ્રિસ્તના આ દૃષ્ટિપાતમાં ઉંડો ને માર્મિક અર્થ સમાએલો છે. ખ્રિસ્તે તેને જોયો, તેનું ચોકસાઇથી અવલોકન કર્યું, ને તેના અભ્યંતરમાં દૃષ્ટિ ફેંકી. ખ્રિસ્તે જોયું કે આ માત્થી પોતાના કોઇ પણ વાંક કે ગુનાહને લીધે નહિ, પરંતુ લોક તેનો સમુળગો વિશ્વાસ કરતા નથી, એ કારણને લીધેજ દેવના રાજ્યમાંથી બહિષ્કૃત છે, અને તે પોતે પણ લોકની નિંદા ને આક્ષેપોથી બીહીને અદ્યાપિ પર્યંત ધાર્મિક વિષયોમાં અચેતન રહ્યો હતો.

ખ્રિસ્ત બધા લોકને વટાવીને જાય છે, પરંતુ ખાસ આ માત્થીને પસંદ કરીને તેની પાસે જાય છે, ને તેને કહે છે કે "મારી પાછળ આવ." માત્થી આવવાને રાજી છે કે કેમ તે વિષે પણ ખ્રિસ્તે તપાસ કરી નહિ. આ અણચિંતવ્યા આમંત્રણથી માત્થીના હૃદય પર અદ્ભુત અસર થઇ, ને હવે ધાર્મિક બાબતોમાં ને ધાર્મિક પુરુષોમાં ફરવા હરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, તે જાણી તેને અનહદ સંતોષ વળ્યો.

ખ્રિસ્તે પોતે તેને આમંત્રણ આપ્યું, માટે હવે બીજા લોકોને પ્રત્યુત્તર આપવાનું તેને નિમિત્ત મળ્યું કે મારા પોતાના અભિમાન કે

સ્વેચ્છાથી નહિ, પરંતુ ઇસુ ખ્રિસ્તે કૃપાની રાહે મને તેની પાછળ બોલાવ્યો તેથી.

ખ્રિસ્તે માત્થીને જોયો. માત્થીના દેખાવમાં એવું કંઇક હતું જેથી ખ્રિસ્તનું તેના તરફ આકર્ષણ થયું. માત્થીએ પણ ખ્રિસ્તને જોયો. ખ્રિસ્તે જે દૃષ્ટિ તેના તરફ ફેંકી, તેમાં માત્થી માટે એક નવીન દુનિયા સમાએલી હતી. માયાળુપણું, દયા ને તેના હૃદયનું મર્મભેદક જ્ઞાન આ દૃષ્ટિપાતમાં છુપાએલાં હતાં. આ દૃષ્ટિ ને આ તેડાનો નકાર માત્થી કરી શક્યો નહિ, પણ તે સહસા ઉઠયો ને ખ્રિસ્તની પાછળ ચાલ્યો.

**સોનેરી વાક્ય:**–માત્થી ૯; ૧૩. કેમકે હું ન્યાયીઓને નહિ, પણ પાપીઓને તેડવા આવ્યો છું.

**પ્રાર્થના:**–હે અમારા ખંડી લેનાર ત્રિધન્ય ત્રાતા, લોકો તરફથી જેઓ ધિક્કારાએલા તથા તજાએલા છે, તેવા પતિતો વિષે તું ચિંતા રાખે છે એ તારી અસીમ કૃપાને લીધે અમે તારો અત્યંત આભાર માનીએ છીએ. તારામાં જે મન હતું ને હજી પણ છે, તે મન તું અમોને પણ આપ.

**લાગુકરણ:**—માત્થી એક એવા વર્ગના માણસોનો પ્રતિનિધિ છે કે જેઓને તેમના ધંધાને અંગે જેવા ધારવામાં આવે છે, તેવા ખરાબ તેઓ હોતા નથી, પણ માત્ર તે ધંધોજ ઘણું કરીને હલકો ને તુચ્છ મનાય છે. વસ્તુતઃ સિપાઇઓનો આ વર્ગમાં સમાવેશ થાય છે. એવા માણસો તો સુધરી શકેજ નહિ એમ માની કોઇ તેઓની પરવા કરતું નથી છતાં કેવળ આમંત્રણની રાહ જોનાર એવા કેટલા બધા માત્થી તેઓમાં હશે !

બ્રહ્મદેશના પાટનગર રંગુનમાં એક મિશનરી બાનુ છે. જેણે એક વખતે ઉત્તર તરફના ઘણા સિપાઇઓને તેમની સાથે પ્રસંગો-

પાત વાતચીત કરીને ખ્રિસ્તની ગમ આકર્ષ્યા. એક દિવસ મેં તેને નીચે મુજબ એક સિપાઇ સાથે વાર્તાલાપ કરતાં સાંભળી. તે બાઇએ પૂછ્યું "ભાઇ તમે સિપાઇ છો કે?" સિપાઇએ જવાબ આપ્યો "હા, મડમ સાહેબ." "તમે કોની નોકરી કરો છો?" સિપાઇએ કહ્યું કે "બ્રિટિશ સરકારની." "પણ એક બીજો રાજા છે જે પોતે રાજાઓનો પણ રાજા છે અને તેને પોતાના રાજ્યમાં સિપાઇઓની જરૂર છે; તમે તેની નોકરીમાં જોડાશો?"સિપાઇએ અજાયબ થઇ પૂછ્યું "હેં મડમ સાહેબ, તે રાજા કોણ છે તે વિષે કૃપા કરી મને કહેશો?" બાઇએ જવાબ આપ્યો કે "તે રાજા તો પ્રભુ ઇસુ ખ્રિસ્ત છે."

તે સિપાઇએ કહ્યું કે "મેં તે રાજા વિષે કદી સાંભળ્યું નથી, પરંતુ આપ જો મને તેના વિષે કહેશો તો હું ઘણી ખુશીથી સાંભળીશ." ત્યારે, ફુરસદે તમે મારે બંગલે આવશો?" સિપાઇએ કહ્યું કે "ઘણી ખુશીથી."

પોતાના વચનાનુસાર આ સિપાઇ તે બાઇ પાસે આવ્યો, ને થોડાક દિવસની અંદર તેણે પોતાનું અંતઃકરણ ખ્રિસ્તને અર્પ્યું, અને તેની પ્રબળ સાક્ષીથી બીજા ઘણાઓને તેણે ખ્રિસ્તની ગમ ખેંચ્યા. હું જ્યારે રંગુનમાં ત્યાંની એક મંડળીના પાળક તરીકે હતો, ત્યારે મેં એ સર્વને બાપ્તિસ્મા આપ્યું.

કલકત્તામાં એક પોલીસ સદ્‌ગૃહસ્થ છે, જે પોતાનું સ્વતંત્ર મિશન ખાનગી રીતે ચલાવે છે. ગારોઝ લોકોમાં જે પ્રથમ ખ્રિસ્તી થયો તે એક સિપાઇ હતો, ને ત્યાર પછી ઘણાએ ખ્રિસ્તી થવામાં તેનું અનુકરણ કર્યું છે.

### પ્રશ્ન.

(૧) માત્થી કોણ હતો?

(૨) પોતાના વર્ગના માણસોને જ્યારે તેણે ખ્રિસ્તની પાછળ ચાલતા દીઠા ત્યારે તેના મનની સ્થિતિ કેવી હતી?
(૩) ખ્રિસ્ત તેની પાસે કેવી રીતે ગયો?
(૪) માત્થી શા કારણથી સત્વર ખ્રિસ્તની પાછળ ગયો?
(૫) કયા વર્ગના માણસો આ માત્થી જેવા ગણી શકાય?
(૬) સિપાઇઓમાંથી કોઇ ખ્રિસ્તી થયાનો દાખલો તમને યાદ છે?
(૭) આ વર્ગના જેવા બીજા કયા વર્ગના માણસો હશે?

---

## અભ્યાસ ૭ મો:—પુનરાવર્તન.

ગત ૭ દિવસના અભ્યાસપાઠમાંની નીચેની મુખ્ય બાબતો પર ફરીથી લક્ષ આપો.

**(૧) વિવધ વ્યક્તિઓ:-**

**આંદ્રયા:**—જો કે જ્ઞાની પરંતુ ખ્રિસ્ત પરની એકનિષ્ઠામાં અપૂર્ણ.

**પીતર:**-ઉદ્ધત ચારિત્રવાળો.

**ફિલિપ:**-ધાર્મિક વૃત્તિવાળો પણ સત્યથી અજાણ.

**યોહાન બાપ્તિસ્મા કરનાર:**-સદ્‌ગુણી પણ નિયમાધીન.

**માત્થી:**-સેવા કરવાને તત્પર પણ ધંધાને લીધે અટકાવાએલો.

**(૨) સમાગમમાં આવવાની ભિન્ન ભિન્ન રીતો:-**

**આંદ્રયા:**-ખ્રિસ્તના પોતાના આમંત્રણથી આવ્યો-આવીને જુઓ.

**પીતર:**-આંદ્રયા તેને આગ્રહપૂર્વક તેડી લાવ્યો.

**ફિલિપ:**-ખ્રિસ્તે પોતે તેને શોધ્યો ને તેડયો.

**યોહાન બાપ્તિસ્મા કરનાર:**-પોતે નહિ જતાં બીજાઓને ખ્રિસ્તની પાસે મોકલે છે.

**માત્થી:**-રસ્તે ચાલતાં ચાલતાં ખ્રિસ્તે તેને પસંદ કર્યો.

**(૩) જુદી જુદી રીતે તેડ્યાઃ—**

આંદ્રયાને આતિથ્યથી.

પીતરને ઉત્તેજનથી.

ફિલિપને મુલાકાતથી.

યોહાન બાપ્તિસ્મા કરનારને વિનય ને **પૂજ્યભાવથી.**

નાથાનીને સહાનુભૂતિથી.

**(૪) મુખ્ય ને આવશ્યક લક્ષણઃ-**

**પ્રેમ.**

**(૫) અંગત કાર્યમાં અગત્યની બાબતઃ-**

તાત્કાળિક નિશ્ચય પર આવવાનું આમંત્રણ.

**પ્રાર્થનાઃ**-હે અમારા ખંડી લેનાર ત્રિધન્ય ઇશ્વર, તારા તારણના આનંદની નવીન સમજ તું મને આપ, અને તારી સેવા કરવામાં જે ધન્યતા સમાએલી છે તેની સાત્વિક કદર કરવાની તીવ્રતા તું મારામાં જાગૃત કર, એટલે સુધી કે મારા દૈનિક જીવનમાં તારા પવિત્ર આત્માથી હું સંપૂર્ણ રીતે ભરપુર થાઉં !

---

## ખંડ ૩ જો. ખ.

---

### ખ્રિસ્તી સમાજ બહારના સાંકેતિક વર્ગોમાં અંગત કાર્ય કરવા વિષે.

**અભ્યાસ ૧ લો. બેથસાયદાના કુંડ આગળના ૩૮ વર્ષના માંદા માણસને ખ્રિસ્ત તેડે છે.**

જેઓ પવિત્ર જળાશયો કે તીર્થો યાનો મંત્રતંત્ર આદિના અદ્દભુત પ્રભાવમાં શ્રદ્ધા રાખી બેઠા છે, તેવાને આ વાત લાગુ પાડી શકાય.

**શાસ્ત્રવાચન:**—યોહાન ૫; ૫-૯.

**સૂચન:**—આ સમુદાયમાંના એક લાચાર માણસ તરફ ખ્રિસ્તનું ધ્યાન ખેંચાય છે. એ માણસ ૩૮ વર્ષથી એવી ને એવીજ સ્થિતિમાં હતો. તેને ત્યાં પડેલો જોઇ ખ્રિસ્તે જાણ્યું કે આ બિચારો આ સ્થળે લાંબા સમયથી પડેલો છે, અને "તેથી શું તું સાજો થવા ચાહે છે." એવો પ્રશ્ન તેને પૂછી પોતાનું અંગત કાર્ય શરૂ કરે છે. સાજા થવાની શું તારી ઇચ્છા છે? એ પ્રશ્ન આ માંદા માણસ માટે ઘણો વિચિત્ર હતો, કારણ કે તેણે કદાપિ એ પ્રમાણે વિચાર્યું હશે કે મારો અહીં આ સ્થિતિમાં પડી રહેવાનો હેતુ ખ્રિસ્ત સમજી શક્યો નથી. તે પોતાની અનિચ્છા કે આળસને લીધે અહીં પડી રહ્યો નહોતો, પરંતુ સાજા નહિ થવાનું મુખ્ય કારણ એજ હતું કે તેને કુંડમાં ઉતારવામાં મદદ કરવા માટે કોઇ મિત્ર કે સગુંસાથી નહોતું. ખ્રિસ્તની હમેશની રીત એજ હતી કે જે માણસની સાથે તે વાતચીત કરતો હોય, તે માણસમાં પ્રથમ દિલખુશી ઉત્પન્ન કરવી. ખ્રિસ્તનો સિદ્ધાંત એજ છે કે "મારી પાછળ આવ" ને તારા હાલના વિચાર ને વર્તનની રાહ બદલ એજ ખ્રિસ્તની રીત કે કથન છે. વળી ખ્રિસ્તે બીજું શું કહ્યું હશે તે વિષે આપણે કંઈ કલ્પના કરી શકીએ કે "ભાઈ, તમે અહીં આ પ્રમાણે ૩૮ વર્ષથી રાહ જોયા કરો છો તો પણ સાજા થવાની એકે તક તમને મળતી નથી તો તે વિષે તમે તમારો વિચાર કેમ બદલાતા નથી? આ કુંડના પા  સિવાય સાજા થવાનો બીજો કોઈ ઉપાય તમને કેમ સુઝતો નથી?" આથી પેલા માંદા માણસે કદાપિ એવી પણ કલ્પના કરી હોય કે "હા ભાઈ, આ વિચાર તો તદ્દન નવીન છે! આજ સુધી સાજા થવાના બીજા ઉપાય વિષે મને વિચાર કેમ નહિ થયો હોય? કારણ કે આજકાલ ૩૮ વર્ષથી હું રાહ જોતો આવ્યો છું, છતાં મારી સ્થિતિમાં હજી કંઈ ફેરફાર થયો નથી! માણસો અહીં આવે છે ને જાય છે, પણ તેમાંના કોઇએ હજી ઉભા રહીને એમ

નથી કહ્યું કે "ભાઇ" તમે અહીં લાંબા કાળથી રાહ જોયા કરો છો, મારા કરતાં તમારી અગત્ય વિશેષ જણાય છે, પ્રથમ તમારે કુંડમાં ઉતરવું જોઇએ, ચાલો હું તમને મદદ કરૂં."!

આ માંદો માણસ માણસો પર આધાર રાખતો હતો અને જોકે આ ૩૮ વર્ષમાં કોઇએ તેને મદદ સરખીએ કરી નહિ, તોપણ તેના મનમાં ઇશ્વર સંબંધીનો વિચાર કદીએ આવ્યો નહિ, અને તેથીજ ખ્રિસ્તે તેને "શું તું સાજો થવા ચાહે છે" એવો પ્રશ્ન પૂછી તે બાબત તેના મનમાં જાગૃત કરવાને ઇચ્છ્યું. માણસ પર અનહદ ભરોસો રાખવો તે પણ એક પ્રકારનું પાપ છે કારણ કે તેથી આપણે ખ્રિસ્તને ભૂલી જઇએ છીએ, અને આ માણસને જે રોગ લાગ્યો હતો તે એજ કે તે ઇશ્વરને ભૂલી ગયો હતો, અને કેવળ માણસો પર આધાર રાખતાં શીખ્યો હતો. તેને માટે એ આવશ્યક હતું કે તેણે પોતાના જુના વિચારોને વર્જિત કરવા અને ઇશ્વરેચ્છાને અષ્ટાંગે આધીન થવું જોઇતું હતું. એનું નામ તે ખરેખરૂં બદલાણ અને તારણનો જે એકલો રસ્તો તે પણ એજ.

ખ્રિસ્તના પ્રશ્નમાં ને ત્યારપછીની વાતચીતમાં જે સૂચના સમાએલી હતી, તેનું નામ લેતાંજ આ માંદો માણસ કદાપિ આભો બની ગયો હશે. વળી ખ્રિસ્તના પ્રશ્નના સત્યનું વજન એકદમ જોઇને તે સાથે સાથે કદાપિ એમ પણ બોલી ઉઠયો હશે કે "સાહેબ, તારણ પામવા માટે હું શું કરૂં?" ખ્રિસ્તે કહ્યું કે "ઉઠ ને તારો ખાટલો લઇને ચાલ." વિશ્વાસની આ એક મહા મોટી કસોટી હતી. તે માંદો માણસ ધારત તો આ પ્રમાણે બોલી શકત કે "હું કેવી રીતે ચાલું, હું તો અપંગ છું," પણ તે એમ બોલ્યો નથી. તે તો હવે છેક બદલાઇ ગયો હતો. જુનાં વિચારોની પેઠે તે હવે વિચારતો નહોતો.

તેણે ઇસુ પર વિશ્વાસ કર્યો ને તેને જે કરવાનું કહેવામાં આવ્યું તે પ્રમાણે બરાબર કર્યું. ખ્રિસ્તના લોકો સાથેના અંગત પરિચયમાં આ સિદ્ધાંત હમેશાં દૃષ્ટિએ પડે છે–કે "મારી પાછળ આવ," અને એટલામાંજ તે વિશ્વાસની કસોટી કરે છે.

**સૂચનાઃ**—આ પાણીની શકિત કે અશકિત વિષે ખ્રિસ્ત કંઈ બોલ્યો નથી. તેણે કેવળ આ માણસને તેના ભૂલભરેલા વિચારોથી ફેરવ્યો.

**સોનેરી વાકયઃ**— યોહાન ૪; ૨૧.

**લાગુકરણઃ**—આ પાઠમાંના માંદા માણસ જેવાં હિંદુસ્તાનમાં હજારો ને લાખો મનુષ્યો છે, જેઓ અમુક નદીઓના અમુક પાણીમાં શ્રદ્ધા રાખે છે. વિશેષે કરીને ગંગા નદી વિષે તેઓ એવું માને છે કે તેમાં પાપથી શુદ્ધ કરવાની ને વ્યાધિને મટાડવાની ખાસ શકિત રહેલી છે. કોઈ-પણ હિંદુ તહેવારે જો આપણે એવી કોઈ પવિત્ર નદીના તીરે જઈને લોકોને નિહાળીએ, તો આપણને એવા ઘણા નિરાશ ને નિરાધાર માણસો ત્યાં મળી આવે. એવા એકાદને શોધી કાઢી ખ્રિસ્તી ઉપદેશકે તેની સાથે વાતચીત કરવી. એક તહેવારને દિવસે એક અમુક મિશનરી સાહેબે ગોદાવરી નદીને કાંઠે એક સંધીવાવાળા માણસને દીઠો. સાહેબે તેને પૂછ્યું "ભાઈ, તમારે સાજા થવાની ઇચ્છા છે?" પેલા માણસે હા પાડી, એટલે સાહેબ તેને પોતાની ગાડીમાં બેસાડી મિશન હોસ્પિટલમાં લઇ ગયા. કેટલાક દિવસ સુધી તેનાં ઓસડવેસડ કર્યા પછી તે માણસ સાજો થયો, અને તે મિશનરી સાહેબને પૂછ્યું કે સાહેબ, આપે મારે માટે આટલું બધું શા માટે કર્યું? સાહેબે જવાબ આપ્યો કે તમારી સેવા કરવાથી હું મારા સ્વામી ઇસુ ખ્રિસ્તની સેવા બજાવું છું. આથી તે માણસની ખ્રિસ્ત વિષે વધુ જાણવાની જિજ્ઞાસા ઉશ્કેરાઇ, અને આગળ જતાં તેણે ખ્રિસ્તને પોતાનું અંતઃકરણ સોંપી દીધું. હાલમાં તે પોતે અંગત કાર્ય કરનાર છે.

મહાન ને મુદ્દાની વાત એ છે કે લોકોને તેમના જુના ને પ્રથમના વિચારોથી ફેરવવા, અને તેમને નવા સંજોગ ને સહવાસમાં મુકવા.

આ અંગત કાર્ય કરતાં લોકોની સાથે દલીલ કરવાની નથી કે તેમને ધર્મનાં મુળતત્ત્વો કે સિદ્ધાંતો શિખવવાનાં નથી, પરંતુ કેવળ અન્યની ઇચ્છાને ઇશ્વરેચ્છાને આધીન કરવી એટલુંજ બસ છે.

વળી એક બીજા પ્રસંગે એક ખ્રિસ્તી ઉપદેશકે એક અપંગ માણુસ જે ગંગા નદીમાં સ્નાન કરવાની રાહ જોતો બેઠો હતો તેનું ધ્યાન ખેંચ્યું. ઉપદેશકે આ અપંગ માણુસના મ્હોં તરફ ધારીને જોયું, તેથી તેણે પૂછ્યું કે ભાઈ, તમે મારી તરફ એ પ્રમાણે કેમ જોઈ રહ્યા છો ? ” ઉપદેશકે કહ્યું કે “ ભાઈ, તમને જોઇને મને અમારા શાસ્ત્રની એક તમારાજ જેવા માણુસની વાત યાદ આવે છે, અને આપણા આ પાઠની વાત તેને લાગુ પડે તેવી રીતે થોડા ઘણા સુધારા વધારા સહિત તેણે કહી સંભળાવી. ત્યારપછી પેલા માણુસે શાસ્ત્રની એક નકલની માગણી કરી, અને તેને નવો કરાર આપવામાં આવ્યો, જે આગળ જતાં તેને ખ્રિસ્તની ગમ ખેંચી લાવવામાં સહાયભૂત થયો.

**પ્રાર્થના:**—હે ઇશ્વર, હિંદુસ્તાનમાં રહેતા લાખો હિંદવાસીઓને અમારે કેવી રીતે મળવું ને તેઓને ઇસુ ખ્રિસ્ત જે નિરાધાર, નિરાશ્રિત, ને નિરાશાજનકનો ખાસ મિત્ર છે, તેની અગત્ય કેવી રીતે દર્શાવવી તે તું અમોને શીખવ.

**પ્રશ્ન :-**

(૧) પાઠમાંના માંદા માણુસની માંદગી કયા પ્રકારની હતી ?
(૨) તેની જિજ્ઞાસા ઉશ્કેરવાને ખ્રિસ્તે શું કર્યું ?
(૩) “ શું તું સાજો થવા ચાહે છે ?” એ પ્રશ્નમાં શી સૂચના સમાએલી હતી ?

(૪) ખ્રિસ્તે તેને ઉઠીને ચાલવાનું શા માટે કહ્યું હશે ?
(૫) આ પાઠમાંના માંદા માણસ જેવા હાલમાં કોઇ છે ?
(૬) હિંદુસ્તાનની પવિત્ર મનાએલી નદીઓના જળમાં આરોગ્ય કરવાનો ગુણ સમાએલો છે એવી માન્યતા રાખનારાઓ સાથે સમાગમ કરવાને અર્થે તમે કઇ જુદી જુદી યુક્તિઓ કામે લગાડશો તે સૂચવો.

---

**અભ્યાસ ૨ જો.** ખ્રિસ્ત જન્મના આંધળાને તેડે છે.

ન્યાતીલા હિંદુઓ સાથેના આપણા વહેવારને આ પાઠ લાગુ પાડી શકાય.

**શાસ્ત્રવાચન :** યોહાન ૯; ૧-૩૮.

**સૂચના :**– કર્મના નિયમને અને લખચોર્યાસી અવતારના કંટકમય પ્રશ્નને ખ્રિસ્ત કેવી રીતે પડતો મૂકે છે તે ધ્યાનમાં લો. પાપ અને રોગે દુનિયામાં કેવી રીતે પ્રવેશ કર્યો તે સમજાવવું ખ્રિસ્તને નજીવું કે નિરર્થક જણાય છે, પણ દુનિયામાં પાપ, રોગ ને મરણ તો છેજ અને તેમનો ઉપાય થવોજ જોઇએ, અને તેથી ખ્રિસ્ત માણસોને તેમના તારણ વિષેના ગંભીર સવાલને અડસટ્ટા કે અધર વાતોથી કદીએ ઉડાવવા દેતો નથી.

આ આંધળો દેખતો થાય, માટે જે ખાસ ચાર સિદ્ધાંત પ્રમાણે તેને વર્તવાનું હતું તેનો અમલ ખ્રિસ્ત કરાવે છે.

(અ) આ માણસ તેની ઇચ્છા પ્રમાણે કરે માટે ખ્રિસ્ત તેની પાસેથી નમ્રતા ઇચ્છે છે.

ઇસુ જ્યારે જમીન પર થુંક્યો, અને થુંકનો કાદવ બનાવી આ આંધળા માણસની આંખે તે ચોપડયો, ત્યારે એવો અખતરો નકામો છે તે એવો દાવો કરી આ આંધળો કદાપિ ગુસ્સે થયો હોત,

પરંતુ તે એ પ્રમાણે કરતો નથી. આંધળો ખ્રિસ્તની ઇચ્છાને આધીન થયો.

(ખ) પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે માટે ખ્રિસ્ત આ આંધળા માણસ પાસેથી આજ્ઞાંકિતપણું ઇચ્છતો હતો.

ખ્રિસ્તે તેને સીલોહાના હોજમાં જઇ આંખો ધોવાની આજ્ઞા કરી. કાદવનો લેપ આંખે લગાડયા પછી તેને એકદમ ધોવાનું સાહસ કરવામાં પણ કોઇ પ્રકારનું ડહાપણ સમાએલું નહોતું, અને તેથી તે આંધળો આ વાતને લીધે પણ કદાપિ ગુસ્સે થયો હોત, તો પણ કોઇ પણ રીતે તેણે આ આજ્ઞા માની. ખ્રિસ્ત તેની પાસેથી જે માગતો હતો, તે એજ આજ્ઞાંકિતપણું હતું.

(ગ) આ માણસમાં ખ્રિસ્તે તેના વિશ્વાસના પ્રમાણમાં પોતાના નામની સાક્ષી પુરવાની ઇચ્છા જાગૃત કરી. તેણે પ્રથમ ખ્રિસ્તને ઇસુ નામના એક સાધારણ માણસ તરીકે જોયો, ને જીભે કબુલ કર્યું પણ એમજ. આગળ જતાં તેણે તેને ભવિષ્યવાદી તરીકે ઓળખ્યો; ને છચોક કબુલ પણ કર્યો, અને છેલ્લે જ્યારે તેને ખ્રિસ્તના દેવત્વનું પ્રકટીકરણ થયું, ત્યારે તેણે તે કબુલ કર્યું એટલુંજ નહિ પણ તે માની લીધું.

(ઘ) ખ્રિસ્તે તેને સ્વાશ્રય કરતાં અને પોતાના પર જે હિમ્મતપૂર્વક શ્રદ્ધા તેણે બેસાડી હતી તેને પ્રફુલ્લિત કરતાં શીખવ્યું. વળી જો કે ખ્રિસ્તને કબુલ કરવાથી આ આંધળો ના પસંદ કરાયો, સગાં-સંબંધીઓએ અને અન્ય લોકોએ તેનો અનાદર કરી બહાર કાઢી મૂકયો, છતાં ખ્રિસ્ત તેને શોધી કાઢીને મળ્યો.

**સોનેરી વાકયઃ—** યોહાન ૭; ૧૭

**લાગુકરણઃ—**આ પાઠમાંનો આંધળો માણસ જે કોઇ સ્ત્રી કે પુરુષ આત્મિક રીતે આંધળું છે તેને સૂચવે છે, પરંતુ વિશેષે કરીને

હિંદમાં ન્યાતજાતના બંધનથી બંધાએલા હિંદુઓને ખ્રિસ્તની ગમ આકર્ષવાની જે રીતિ તેને આ બાબત બરાબર બંધબેસતી જણાય છે. એવા હિંદુઓ સાથે અનેક રીતે પરિચયમાં આવી શકાય, પરંતુ આ વિષયપરત્વે ખ્રિસ્તનું અનુકરણ કરવું, એટલે તેણે સૂચવેલા ચાર સિદ્ધાંતો લક્ષ્યબિંદુ તરીકે રાખવા–નમ્રતા, આજ્ઞાંકિતપણું, વિશ્વાસના પ્રમાણમાં સાક્ષી અને માનસિક હિમ્મત.

હિંદુઓ સાથે સુવાર્તાના સંવાદમાં નીચે પ્રમાણે ઉતરી શકાયઃ—

હિંદુ ને ખ્રિસ્તી ઉપદેશક વચ્ચે જાણે કે વાતચીતના રૂપમાં આ સંવાદ થતો હોય તેવી રીતે આપવામાં આવે છેઃ—

ઉ:—સાહેબ, આપને એક પ્રશ્ન પૂછું ? ઈસુ ખ્રિસ્ત વિષે આપનો શો અભિપ્રાય છે ?

હિં:—અરે, તે તો એક મહાપુરુષ અને મહાન શિક્ષક હતો. અમે તેને એક દૈવી અવતાર તરીકે માનીએ છીએ.

ઉ:—આપ કહો છો કે ખ્રિસ્ત એક મહાન શિક્ષક હતો, છતાં તમે તેને દૈવી અવતાર તરીકે ગણો છો તેથી જાણે કે તેના પર તમે ઉપકાર કરતા હોયની, તેમ મને તો જણાય છે ! ખ્રિસ્તને વળી એવી કોઈ ભલામણની જરૂર હશે કે ?

હિં:—અરે, ના, ના; તે તો એ સર્વે કરતાં વિશેષ શ્રેષ્ઠ છે. મેં જે કહ્યું તે માત્ર એટલાજ માટે કે અમે હિંદુઓ ખ્રિસ્ત પ્રત્યે કેવો પૂજ્યભાવ ધરાવીએ છીએ તે તમે જાણી શકો.

ઉ:—હા, હું નિશ્ચે માનું છું કે તમે તેના પ્રતિ માનની લાગણી ધરાવો છો, અને જો એમજ હોય, તો તમે તેની આગળ પોતાને નમાવો તે શું યુક્ત નથી. ?

હિં:—ખરેખર, હું તેની આગળ નમું પણ ખરો, તે એક મોટો ઋષિ, સાધુ ને મહાપુરુષ હતો.

હવે આટલી વાતચીતને અંતે તેને ખ્રિસ્ત સંબંધીનું કેટલું જ્ઞાન છે તે શોધી કાઢો, અને તેને તેની કબુલાતથી ચસકવા દો નહિ.

ઉઃ—આપ શા ઉપરથી એવું ધારો છો ?

હિંઃ—કારણ કે "હે બાપ, તેઓને માફ કર કારણ કે જે તેઓ કરે છે તે તેઓ જાણતા નથી." એવું બીજો કોણ કહી શકે (વિદ્વાન હિંદુઓ સાધારણ રીતે આ જવાબ વારંવાર આપે છે). પોતાને મારી નાંખનાર દુશ્મનો માટે પ્રાર્થના કરે છે ! કેવું ઉચ્ચ ને ઉમદા મન તેનામાં હોવું જોઇએ !

ઉઃ—જ્યારે શત્રુઓ માટે તેણે પ્રાર્થના કરી ત્યારે અન્ય માટે તેણે કેટલી વિશેષ પ્રાર્થના કરી હશે ?

હિંઃ—ખરેખર, તેમજ હોવું જોઇએ ! અરે, તેનામાં પણ ઇશ્વરના જેવુંજ સૌથી પ્રેમાળ હૃદય હતું !

ઉઃ—વળી તે એક મહાન શિક્ષક હતો, તે બીજી કઈ વાતને આધારે કહી શકો છો ?

હિંઃ—કારણ કે તે કહે છે કે "જો કોઈ તારા જમણા ગાલપર એક તમાચો મારે, તો તેની આગળ ડાબો પણ ધર."

ઉઃ—ત્યારે આ શિક્ષણ ઉત્તમ પ્રકારનું ને વ્યવહારૂ છે એવું તમે ધારો છો શું ?

હિંઃ—ઉત્તમ તો ખરૂં, પણ આજે તે પ્રમાણે કોણ કરે છે ?

ઉઃ—વારૂ, જો કોઇ તે પ્રમાણે કરતું ન હોય, તો એવું શિક્ષણ વ્યવહારૂ ને વાજબી શી રીતે ગણાય ?

હિંઃ—મારૂં કહેવું એવું નથી કે કોઇ તે પ્રમાણે કરી શકે નહિ, પણ બાઇ, મારાથી તો એ પ્રમાણે થઇ શકે નહિ !

ઉઃ—તમારા કહેવા ને માનવા પ્રમાણે જો ખ્રિસ્ત એક મહાન શિક્ષક અને ઇશ્વરી અંશ હતો, તો વારૂ, ઇશ્વર તમારામાં એવી

સમજણનો આત્મા મૂકે માટે પ્રાર્થના કરશો ?

ગમે તે પ્રયત્ને તેની પાસે પ્રાર્થના કરાવો. આથી તે એકદમ નમ્રતા ને આજ્ઞાંકિતપણું શીખશે. જો તેને પ્રાર્થના કરતાં આવડતું ન હોય, તો તમારી સાથે ઘુંટણીએ પડવાનું તેને કહો, અને તમે તેને માટે ઇશ્વર આગળ સ્પષ્ટ રીતે પ્રાર્થના કરો કે તે તેને ઇસુ ખ્રિસ્ત સંબંધીની ઓળખાણ કરાવે, અને તેને વિશુદ્ધ સમજનો આત્મા આપે. ખ્રિસ્તી ધર્મના કોઇ પણ સિદ્ધાંત જેવા કે પાપના પ્રાયશ્ચિત માટે ખ્રિસ્તનું મરણ, તેનું પુનરુત્થાન ઇત્યાદિ તેની આગળ રજુ કરતા નહિ, તમારો મુખ્ય હેતુ એજ હોવો જોઇએ કે પ્રથમ તે પોતાની ઇચ્છા ખ્રિસ્તની ઇચ્છાને આધીન કરવાના દૃઢ નિશ્ચય પર આવે.

આટલું થયા પછી, ઇશ્વર તેના પર પ્રસન્ન છે તેની ખાતરી તેને કરી આપો, અને તેને કહો કે જો તમારે ઇશ્વર સંબંધીનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું હોય, તો ઇસુ ખ્રિસ્ત વિષે એક મહાન પુરુષ, શિક્ષક, યાતો મહર્ષિ તરીકે તમે જેટલું જાણો છો તે બધા વિષે તમારે અન્ય આગળ સાક્ષી પુરવી જોઇએ. વળી આગળ જતાં તમારા કોઇ પણ મેળાપ વખતે જો તે તમને કહે કે જો હું હવે વધારે વાર સાક્ષી પુરવાનું ચાલુ રાખીશ, તો મારા ન્યાતબંધુઓ તરફથી મને સતાવણી થવાનો સંભવ છે, તો તેના હૃદયમાં નૈતિક હિમ્મતનો પાઠ ઠસાવો, અને કહો કે એક પુરુષ તરીકે તમારે તમારી શ્રદ્ધાને વિશ્વાસુ રહેવુંજ જોઇએ, અને એજ ખરેખરૂં પુરુષત્વ છે; જેઓ વિશ્વાસુ ને ધર્મપરાયણ હોય છે, તેઓના પક્ષમાં ઇશ્વર હમેશાં રહે છે; મહાન પુરુષો તો તેજ કહેવાય કે જેઓ અન્યથી નહિં બીતાં કે બીજાઓ શું બકે છે તેની દરકાર નહિ કરતાં પોતાની શ્રદ્ધા કે માન્યતા પ્રમાણે બોલે ને વર્તે; આથી તે માણસ પોતાને પગે સ્થિર ઉભો રહી શકે છે, અને જ્યારે બીજાં બધાં તેને વિસરી

જઇ ત્યાગી દે છે, ત્યારે નિશ્ચે ઇશ્વર તેની વહારે ધાય છે. એજ આત્મિક નિયમનો ક્રમ છે, બીજી બધી રીત કેવળ વ્યર્થ છે. આ સર્વ વાતચીત દરમિઆન તેને પોતાનું અંતઃકરણ ઇસુ ખ્રિસ્તને સોંપી દેવાનો આગ્રહ ચાલુ રાખો, ને તે વિષે તમારા પ્રયત્નો શિથિલ થવા દેશો નહિ; નિરંતર તેની પાસે ને પાસેજ રહો, અને તમારી વિનતિઓમાં જાગૃત રહો. એક અંગત કાર્યવાહક તરીકે તેને ખ્રિસ્તની સુવાર્તા સંભળાવવામાંજ તમારા કર્તવ્યની પૂર્ણાહુતિ થતી નથી, પણ તેને ખ્રિસ્તની ગમ ખેંચી લાવવામાંજ થાય છે. આ પદ્ધતિ પ્રમાણે, પવિત્ર આત્માની મદદથી તમે ઘણા હિંદવાસીઓને ખ્રિસ્તની ગમ ફેરવી શકશો.

આ અંગત કાર્ય કરતાં અડસટ્ટા કે આડી અવળી વાતો કરતા નહિ, પરંતુ શરૂઆતથીજ નિશ્ચિત પરિણામ મેળવવા આગ્રહપૂર્વક કામ કરો.

**પ્રાર્થના:**—ત્રિધન્ય ઇસુ, આત્મિક રાજ્ય માટે તેં સાર્વકાળિક નિયમો સ્થાપ્યા છે. દિનપ્રતિદિન આ નિયમોની સમજ તું અમોને આપતો રહે, એ માટે કે તારે સારૂ માણસોને આકર્ષવામાં અમે તે નિયમોનો સદુપયોગ કરી શકીએ.

**પ્રશ્ન:**—

(૧) જન્મના આંધળા માણસની વાર્તા કહો.

(૨) તેને આંધળા થવાનું મૂળ કારણ શું હશે તે વિષે ખ્રિસ્તને કેવો પ્રશ્ન પૂછવામાં આવ્યો, ને ખ્રિસ્તે તેનો કેવો જવાબ આપ્યો?

(૩) તેની આંખે કાદવ ચોપડવાથી ખ્રિસ્તે તેને માટે શું કર્યું ને શા માટે?

(૪) ખ્રિસ્તે તેને શું કરવાનું કહ્યું ને શા માટે?

(૫) આ આંધળા માણસને દેખતો કરવાના આખા કાર્યક્રમમાં કયા મોટા સિદ્ધાંતો સમાએલા છે?
(૬) આ માણસમાં જે પરિણામ ઉદ્દ્ભવ્યાં તે વર્ણવો.
(૭) હાલમાં આ આંધળા જેવા માણસો કયા છે?
(૮) ન્યાતીલા હિંદુઓને આપણે શી તરેહથી ખેંચવા?

---

**અભ્યાસ ૩ જો:**—ખ્રિસ્ત જાખ્ખીને તેડે છે.

ગામડાનાં પંચાયત, મુખી મતાદારો વિગેરે સાથેના આપણા પરિચયને આ પાઠ લાગુ પાડી શકાય.

**શાસ્ત્રવાચન:**—લુક ૧૯; ૧-૧૦.

**સૂચના:**—(૧) આ જાખ્ખી દાણીઓમાંનો મુખ્ય એટલે "મુખ્ય-દાણી" હતો અને બીજા બધા દાણીઓપર તે સરસાઈ ભોગવતો હતો. વળી તે અધિકારી વર્ગમાંનો અને શ્રીમંત હતો. તેનાથી હલકા દર-જ્જાના દાણીઓ ઘણું કરાને પૈસેટકે પાયમાલ થઈ ગએલા હતા, પરંતુ જાખ્ખી તેઓમાં મુખ્ય હોવાથા તેણે સારી મીલ્કત જમા કરી હતી.

(૨) ખ્રિસ્ત સાથે તેની ઓળખાણના પ્રસંગ:-ઈસુ જ્યારે યરેખોમાં થઇને જતો હતો, ત્યારે આ જાખ્ખીને ખ્રિસ્તને જોવાની ઉત્કંઠા થઈ, પણ તે પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરી શક્યો નહિ, કારણ કે તે ઠીંગણો હતો. તથાપિ પોતાની આ જિજ્ઞાસાને તેણે નિરાશ કરવાને ઇચ્છ્યું નહિ; દાણીઓમાંના એક મુખ્ય અધિકારી તરીકેની પોતાની સ્થિતિનું તેને ભાન રહ્યું નહિ, અને તે એક નાના છોકરાની પેઠે આગળ દોડયો ને ઈસુને જોવાને તે એક ગુલ્લર ઝાડ પર ચડી ગયો. આ તેની આતુરતા ધ્યાનમાં લો.

(૩) ખ્રિસ્તનું તેની સાથેનું વર્તન:–ટોળામાંથા ખ્રિસ્તે ઉંચે જોયું અને જાખીને દીઠો. "જોયું ને દીઠો" આ બે શબ્દમાં ઉંડો અર્થ રહેલો છે. જાખીએ જે જે કર્યું તે બધું ખ્રિસ્તે ધ્યાનપૂર્વક નિહાળ્યું, ને તેના વિષે સારો અભિપ્રાય બાંધ્યો. જાખી તો ત્યાં કેવળ કુતુહલપૂર્વક આવ્યો હતો. ખ્રિસ્તના શિષ્ય થવાનો તેને જરાએ વિચાર નહોતો, પરંતુ ખ્રિસ્તના એકજ શબ્દથી તેનામાં ઇચ્છા ને હોંસ ઉત્પન્ન થયાં. આનંદ અને ગાઢ મિત્રાચારીના પૂર્ણ દાવા સહિત તેણે ખ્રિસ્તને પોતાને ત્યાં આમંત્રણ આપ્યું, અને એ પ્રમાણે તે ખ્રિસ્તને પોતાને ઘેર મળી શક્યો. જાખી તેને મળવાને ઘણોજ આતુર હતો, ને ખ્રિસ્તે પણ તેને વિશેષ તક આપી.

( ૪ ) જાખી આનંદથી ખ્રિસ્તનો સત્કાર કરે છે અને પોતાને ઘેર તેને લઈ જાય છે:–ધીમે ધીમે જાખી ખ્રિસ્તને "પ્રભુ" કહીને સંબોધે છે, અને જેઓને તેણે કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ કે અન્યાયથી નુકસાન પહોંચાડયું હોય, તેઓને બદલો વાળી આપવા તથા ગરીબોને દાન વહેંચી આપવાનો પોતાનો નિશ્ચય ખ્રિસ્તને જાહેર કરે છે. જાખી પોતાના વિશ્વાસની વ્યવહારૂ સાબિતી આપીને આ પ્રમાણે પોતાના મ્હોંથી કબુલ કરે છે, કારણ કે આપણે જાણીએ છીએ કે નિશ્ચે તે પોતાનાં કુટુંબીજનો સમક્ષ અને કદાપિ જે ટોળું બહાર હતું, તેના સાંભળતાં આ બધું બોલ્યો.

(૫). ખ્રિસ્તે તેને તાત્કાળિક ને અનુકૂળ નિશ્ચય પર આણ્યો:– ખ્રિસ્તે કહ્યું કે " આજ આ ઘેર તારણ આવ્યું છે. " વળી ખ્રિસ્તે કદાપિ આ પ્રમાણે પણ કહ્યું હોય કે " જાખી, હું તને ઓળખું છું, ને તું મારી શોધ કરતો હતો તેજ વખતે હું પણ તને શોધતો હતો. જે તારણ હું તને આપું છું તે કેવળ તારે માટેજ નથી, પરંતુ અન્ય માટે પણ છે. આજે તે તને આપવામાં આવે છે. તે હમેશને માટે

તારૂંજ છે ને તારૂં થશે. હું અહોનિશ તારો મિત્ર રહીશ, તારો ગુરુ ને તારો રાજા થઇશ. આજે શું તું મને વચન આપે છે કે તારી મારફતે તારૂં કુટુંબ અને તારા ન્યાતબંધુઓમાંના ઘણા ખરાને એવાજ વિશ્વાસના આનંદાનુભવમાં તું લાવશે ? " જાખીથી આ વિનતિ સામે થવાય તેમ નહોતું. તે એકદમ ખ્રિસ્ત પ્રતિ આકર્ષાયો.

**સોનેરી વાકયઃ**– લુક ૧૫; ૨ આ માણસ પાપીઓનો અંગીકાર કરે છે તથા તેમની સાથે ખાય છે.

**લાગુકરણઃ**—ગામડાંઓમાં જેઓ મુખી, મતાદાર વર્ગના માણસો છે, તેઓને આ પાઠ લાગુ પાડી શકાય. એવા માણસો, પોતાના વર્ગોની ભૂલ કે ખામીઓ હોવા છતાં ધાર્મિક જીવન તરફ કંઇક વલણ બતાવે છે. દાખલા તરીકે તેઓ પ્રસંગોપાત્ વારતહેવાર અથવા જાહેર ખ્રિસ્તી મેળાવડાની સભાઓમાં કંઇક જિજ્ઞાસાથી, ને કંઇક ઈશ્વરી બાબતોમાં પોતાના સાચા ભાવને લીધે ભાગ લેતા જણાય છે. એવા એકાદ માણસને ખ્રિસ્તની ગમ વાળી લાવવા માટે તેના સ્વભાવનો બારીક અભ્યાસ કરો, ને તેની મિત્રાચારી બાંધો. ફુરસદની વેળાએ તેને ઘેર જઈ તેની મુલાકાત લો, અને તે ગામ લોકોના સુખનો આધાર તેના પર છે તે તેને જણાવો. વળી જો તેણે કંઈ પરમાર્થી કામ કર્યાં હોય, તો તે પ્રત્યે આભાર દર્શાવો, અને જો હજી તેનામાં એવી કંઈ હોંસ કે આસ્થા ન જણાય તો એવા હેતુની પ્રેરણા તેના હૃદયમાં ઉત્પન્ન કરો. વળી ખ્રિસ્ત પોતાના ઐહિક જીવનમાં ગામેગામ ફરી શું શું કરતો હતો તે તેને કહી સંભળાવો, એટલે કે તે માંદાંઓને સાજાં કરતો હતો, ગરીબોને દિલાસો દેતો હતો, અબુદ્ધોને શિક્ષણ આપતો હતો, અને સર્વ લોકને તે નિઃસ્વાર્થીપણે ચહાતો હતો, તેથી લોકોનાં ટોળેટોળાં તેની પાછળ આવતાં હતાં. ખ્રિસ્ત તે તો ખરેખરો આદર્શભૂત સામાજિક સેવક અને સર્વનું ભલું કરનાર એવો

હતો તે તેને કહી બતાવો. ધીમે ધીમે તે જ્યારે ખ્રિસ્તના જીવનમાં રસ લેતો થશે, ત્યારે કદાપિ શાસ્ત્રની એકાદ પ્રત માટે તે માગણી કરશે, તે તેને વિના મૂલ્યે આપતા નહિ, તેને તે વેચાતી લેવા દો. જો તેનો ભાવ સાચો હશે તો નક્કી તે મૂલ્ય આપી તે પ્રત ખરીદશે, વળી ખ્રિસ્તીઓની ભક્તિ તથા સ્તુતિની પદ્ધતિ જોવાની ઉત્કંઠા તેનામાં જાગૃત કરો, અને તેને અવારનવાર ભજનસેવામાં તેડી લાવો; તેમજ પાદરી તથા બીજા આત્મિક માણસો સાથે તેની ઓળખાણ કરાવો. તેના મિત્ર અને વિશ્વાસના પાત્ર તરીકે તેની સાથે તમારી શોધના વિષય પર ખાનગી ને શાંત વાતચીત કરવાનો લાગ શોધતા રહો. તેની સાથેની તમારી વાતચીત નીચેનું સ્વરૂપ પકડે:—

"શાસ્ત્રમાં એક તમારાજ જેવા માણસની વાત છે, જાણવાની શું તમને ઇચ્છા છે?" ત્યાર પછી તેની સાથે શાસ્ત્રમાંથી જાખીની વાત વાંચો.

ભાઇ, તમારી જિંદગી વિષે ઇશ્વરનો હેતુ શો છે તે વિષે બે બોલ કહેવાને ઇશ્વરે મારા અંતઃકરણમાં પ્રેરણા કરી છે, ને તે વિષે જો હું મૌન રહું તો હું આપણી મિત્રાચારી પ્રત્યે વિશ્વાસુ નથી એમ કહેવાય. તમે મારી સાથે કબુલ કરશો કે હરેક ઉત્તમ દાન ઉપરથી હોય છે. આ ગામમાં તમારા સ્થિતિ ઘણીજ સારી છે, ને ઇશ્વરેજ એ જગા તમને આપી હશે. વળી તેણે તમને એક રૂડું અંતઃકરણ પણ આપ્યું છે. તમારી દુનિયાઇ સંપત્તિથી કદાપિ તમે અન્યને મદદ પણ કરતા હશો, અને જેને અંગે તેઓ તમારા રૂણાનુબંધ પણ હશે, પરંતુ દ્રવ્યના લાભો ને વૈભવ અલ્પકાળનાં છે,અને આ સ્થૂળ શરીર સાથે તે પણ નાશ પામે છે. ખરૂં દ્રવ્ય તો તેજ કહેવાય કે જે ચિરકાળ સુધી ટકે છે. જે આત્મિક ખજાનો કોઇ પણ માણસ પાસે હોઇ શકે તે એજ કે તે દેવ પ્રત્યે ધનવાન હોવો જોઇએ. ઇશ્વર એવું ઇચ્છે છે કે

તમે તમારી જિંદગી ઇસુ ખ્રિસ્તને અર્પી દો, એ માટે કે તમારા પોતાના અંતઃકરણની અંતીમ ને ઉંડી ઇચ્છા માટે તમને સંતોષ પ્રાપ્ત થાય અને પ્રથમ તમારા પોતાના કુટુંબ માટે ને ત્યાર પછી તમારા ગામ માટે તેવોજ સંતોષ પ્રાપ્ત કરી તમે ઇશ્વર તરફથી સાચું ને અક્ષય દ્રવ્ય હાંસલ કરી શકો. આથી કદાપિ શરૂઆતમાં, તમે તમારી બધી લોકપ્રિયતા માનમોભો ને પોત ગુમાવી દેશો. વળી લોક તરફથી તમારી સતાવણી થાય ને જગબત્રીશીએ ચઢવાનો પ્રસંગ પણ આવે, પણ આ બધું થવાની અગત્ય માત્ર એટલીજ કે આકાશી રાજ્યમાં ખરેખરા સુખી થવાને માટે તમે સર્વ રીતે લાયક થાઓ. વળી ખ્રિસ્ત એવું ઇચ્છે છે કે જો જરૂર પડે તો આપણને આ દુનિયામાં જે વહાલામાં વહાલું છે તે પણ છોડીને તેની સાથે આપણું ભવિષ્ય અજમાવીએ. આ પ્રમાણે આપણે દેવનાં છોકરાંને બાપના પ્રેમના દીકરાદીકરીઓ થઇ શકીએ. હે ભાઇ, અત્યારે ને અત્યારેજ શું તમે તે નિશ્ચય પર નહિ આવો ? આવતી કાલ આપણી થશે કે કેમ યાતો એક કલાક પછી શું થશે તે કોઇ કહી શકે ? એક પળનો ભરોસો નથી, માટે તંદુરસ્ત ને યોગ્ય વલણમાં છીએ તેટલામાં ઇશ્વર આપણી પાસે જે કરાવવા ઇચ્છે છે તે શું ન કરીએ ? ઇશ્વર અહીં પ્રત્યક્ષ હાજર છે. જેવી રીતેઃ તેણે જાખીના ઘરનાંને તારણ પમાડ્યું, તેવીજ રીતે આજે તમારે તથા તમારા કુટુંબીજનો માટે તારણ સિદ્ધ કર્યું છે. તમારૂં અંતઃકરણ તેને સોંપી દો ! થોડીક પળની વિશ્રાંતિ પછી અને તેને માટે પ્રાર્થના કર્યા પછી તે માણસ પાસે પણ પ્રાર્થના કરાવો, એ માટે કે તે પ્રાર્થનાદ્વારા પોતાનું હૃદય ખ્રિસ્તને સોંપે, અને તારણનો હર્ષ ને આશા પ્રાપ્ત કરી શકે !

**પ્રાર્થનાઃ**—હે ઇશ્વર, જે પ્રેમ તું બધા માણસો પ્રત્યે રાખે છે તેને લીધે અમે તારો ઉપકાર માનીએ છીએ. ભલા તથા ભુંડા બંનેને

ઇસુ ખ્રિસ્તની જરૂર સરખીજ છે તેનું ભાન કૃપા કરી તું અમોને કરાવ, અને તારનારના ચરણ પાસે તેઓને લાવવાના અમ દરેકના પ્રયાસ પર તું તારો આશીર્વાદ રેડી દે !

## પ્રશ્ન:—

(૧) જાખી વિષે તમે શું જાણો છો ?
(૨) કેવા સંજોગોમાં ખ્રિસ્ત તેને મળ્યો ?
(૩) અન્યાય તથા જુલમ માટે બદલો ભરી આપવાની તેની તત્પરતા, તેના વિશ્વાસની વાસ્તવિકતા શી રીતે બતાવી શકી ?
(૪) આ જાખીના જેવા હાલમાં કયા વર્ગના માણસો હશે ?
(૫) એવા વર્ગના માણસોમાંથી કોઇનું બદલાણ થયાની વાત તમને સ્મરણમાં છે ?
(૬) એવા એકાદ જણને ઇસુ ખ્રિસ્ત પરના નિશ્ચય પર લાવવા માટે તેની સાથે તમે કેવી રીતે પ્રસંગ પાડશો ?

---

## અભ્યાસ ૪ થો. ખ્રિસ્ત સમરૂની સ્ત્રીને તેડે છે.

અંત્યજ કોમ સાથેના આપણા સંસર્ગને આ પાઠ લાગુ પાડી શકાય.

**શાસ્ત્રવાચન**:-યોહાન ૪; ૪-૪૨.

**સૂચના**:- (૧.) ખ્રિસ્તે પોતાના શિષ્યોને આજ્ઞા આપી હતી કે સમારીઓના કોઇ પણ નગરમાં પેસતા નહિ, ને ઉપદેશ કે ચમત્કાર પણ કરતા નહિ (માત્થી ૧૦-૫) અને તેણે પોતે પણ અહીં જાહેર ઉપદેશ કે ચમત્કાર કર્યાં નહિ; પરન્તુ યહુદાથી ગાલીલ જવાનો માર્ગ સમારીઆમાં થઇને હતો, અને યરદનની પેલે પાર ગયા વિના ત્યાં બીજો કોઇ રસ્તો

**સમરૂનમાં થઇને તેને કેમ જવું પડ્યું ?**

નહોતો, તેથી ખ્રિસ્તને સમારીઆમાં થઇને જવું પડયું. આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે પરીક્ષણોથી ભરપુર એવાં સ્થળોમાં જવું નહિ, ને જો જવું પડે તો ન છુટકેજ જવું.

(૨) ખ્રિસ્ત મુસાફરી કરી થાકેલો હતો, અને તેથી કંઇક વિશ્રાંતિ લેવા તે કુવા પર બેઠો. તેને ત્યાં મૂકીને તેના શિષ્યો ખાવાનું વેચાતું લેવાને શહેરમાં ગયા. તરતજ એક સમરૂની સ્ત્રીને આ કુવે પાણી ભરવા આવતી તેણે જોઇ, અને તેની સાથે આત્મિક બાબતો પર વાતચીત કરવાનો આ લાગ સાધ્યો. જો કે ખ્રિસ્ત લોકોનાં ટોળેટોળાંને સુવાર્તા પ્રગટ કરતો હતો, છતાં પૃથક્ પૃથક્ માણસોને તે કદી ભૂલી જતો નહિ. અહીં તે એક ગરીબ લાચાર અબળાને પણ ઉપદેશ કરે છે.

**ખ્રિસ્ત કેવા સંજોગોમાં આ સ્ત્રીને મળયો.**

**આ સ્ત્રી કેવી હતી ?**:—બેપરવા, વ્હેમી અને દલીલ કરનાર.

**ખ્રિસ્ત તેની સાથે કેવી રીતે વર્ત્યા ?**

૧. પોતા પર ઉપકાર કરવાને અર્થે "મને પાણી પા" એવું કુદરતી સંબોધન કરી સ્ત્રીની જિજ્ઞાસા ઉશ્કેરે છે.

૨. જીવતા પાણીનું મફત દાન ખ્રિસ્ત આપે છે. સ્ત્રી અજાયબ થાય છે ખરી પણ સંવાદ કરે છે.

૩. તેના વરને તેડી લાવવાનું કહી ખ્રિસ્ત આ સ્ત્રીમાં પાપની ખાતરી અને તારણની જરૂરીઆત જાગૃત કરે છે.

૪. પોતાના અનુભવ પરથી ઇશ્વરના સ્વભાવ તથા ભજન વિષે તેને શીખવીને "બાઇ, મારૂં કહ્યું માન, અમે જેને જાણીએ છીએ તેને ભજીએ છીએ" એ પ્રમાણે કહી ખ્રિસ્ત તેનું હૃદય વિશાળ-

વિનીત વર્તણુકથી તથા પોતાની લાયકાતના ગુણ જ્ઞાનથી વિવેકાનંદ પર ભારે અસર થઇ, અને તે તેનો લાયક ને ચુસ્ત અનુયાયી થઇ ગયો. કહ્યું છે કે "વનો વેરીને પણ વશ કરે છે."

વાય. એમ. સી. એના એક સેક્રેટરીએ, ખ્રિસ્તના જેવાજ વખાણથી એક પરધર્મી યુવકને ખ્રિસ્તની ગમ ખેંચ્યો. એક દિવસે જ્યારે તે યુવક તેની કોટડીમાં આવ્યો ત્યારે આ સેક્રેટરીએ પોતાનો એક યુવાન મિત્ર જે તેની પાસેજ ઉભો હતો તેને કહ્યું કે "જુઓ, આ એક યોગી મહારાજ પધાર્યા!" ત્યાર પછી પોતાના મિત્રને વિદાય કરી આ નવીન આગંતુક તરફ ફરીને તેણે કહ્યું કે "ભાઇ, જો તમારા જેટલુંજ મને યોગ અને પ્રાણાયામ વિષે જ્ઞાન હોય તો કેવું સારૂં! ખરેખર ઇશ્વર પ્રતિ તમારૂં ચિત તલ્લીન કરવા માટે આ કળા તમે ઘણોજ પરિશ્રમ લઇ શીખ્યા હશો! ભાગ્યેજ થોડા માણસો આ પ્રમાણે કરી શકે!" તે યુવક એકદમ મુઝવણમાં પડયો ને સેક્રેટરીને પૂછ્યું કે "હું યોગની સાધના કરૂં છું એ તમે શી રીતે જાણ્યું?" સેક્રેટરીએ કહ્યું કે "ગમે તે રીતે જાણ્યું પણ હું એટલું જાણું છું કે જો તમે કેવળ ઇસુ ખ્રિસ્તની પાછળ ચાલો, તો ઇશ્વરને તમારી જિંદગીમાં એક મહાન હેતુ છે, માટે ખ્રિસ્તનું જીવનચરિત્ર શું તમે વાંચશો ને તેણે પોતે યોગની સાધના કરી ઇશ્વરને કેવી રીતે મેળવ્યો તે શું શોધી કાઢશો? તે વાંચતાં વાંચતાં તમને ઘણોજ રસ પડશે." સેક્રેટરીના આવા સારા વર્તનથી તથા આ બધી વાતચીતથી તેના પર બહુજ અસર થઇ ને તેણે કહ્યું કે "બેશક, હું તે પ્રમાણે કરીશ." ત્યારબાદ સેક્રેટરીએ તેને માત્થીની સુવાર્તા આપી જે આગળ જતાં તેને ખ્રિસ્તની ગમ ખેંચી લાવવામાં સહાયભૂત નીવડી. આજે આ યુવક પોતે એક ખ્રિસ્તી ઉપદેશક છે.

## પ્રશ્ન.

૧ નાથાનાએલ કેવો માણસ હતો?

૨ ખ્રિસ્ત તેની સાથે કઇ ખાસ રીતે વર્ત્યો?
૩ આલમમાં આ નાથાનાએલ જેવા ક્યા માણસો છે?
૪ કોઈ શોધકે યોગ્ય વખાણથી પોતાને ખ્રિસ્તને સોંપ્યો હોય એવાં કોઇ ઉદાહરણ તમે જાણો છો?
૫ નાથાનાએલના જેવાજ માણસો સાથે તમે કેવી રીતે વર્તશો?

## પ્રાર્થના.

હે અંતર્યામી ઇશ્વર, તું અંતઃકરણનો જાણનાર છે; સઘળું ભલું બુંડું તારી નજર આગળ છે; તું ઉત્તેજનથી બીકણને બહાદુર અને અબળોને સબળ કરે છે; તું અમારી પાસે જે કરાવવા ઇચ્છે છે તે મુજબ માણસોને તારી તરફ ખેંચવાની કળા તું અમોને શીખવ.

## અભ્યાસ ૭ મો.

ખ્રિસ્ત એક શ્રીમંત જુવાન અધિકારીને મળે છે.

જેઓએ ખાતરી થએલી છે, પણ હજુ સુધી બાપ્તિસ્મા પામ્યા નથી તેઓને આ પાઠ લાગુ પાડી શકાય.

શાસ્ત્રવાચનઃ—લુક ૧૮; ૮–૨૯; માથ્થી ૧૯; ૧૬–૩૦; માર્ક ૧૦; ૧૭–૩૧,

સૂચનાઃ—આ કલમો ઉપરથી આપણને માલુમ પડે છે કે આ જુવાન માણસ જે શ્રીમંત અધિકારી વર્ગમાંનો હતો તે ઇસુની પાસે દોડતો આવ્યો, અને તેની આગળ ઘુંટણ ટેકીને પોતે સર્વ આજ્ઞાઓ પાળે છે તે વિષેની ખાતરી ઇસુને કરી આપી; વળી અનંતજીવન કેવી રીતે પ્રાપ્ત થઇ શકે તે વિષે ખ્રિસ્તને એક પ્રશ્ન પૂછ્યો, અને તેની તરફ જોઇને ઇસુને તેના પર હેત આવ્યું. આ બધા ઉપરથી એવું સાબિત થઇ શકે છે કે આ જુવાન માણસ અસાધારણ શક્તિ ધરાવનાર હતો. વળી શ્રીમંત અને અધિકારી વર્ગમાંનો હોવાથી, તે વગવસીલાવાળો, સારી રીતભાતવાળો, ઉત્તમ ચારિત્રયની ખ્યાતીવાળો, અને આત્મિક આશીર્વાદ પ્રાપ્ત કરવાને ઉત્સુક એવો હતો,

ખ્રિસ્તઃ—૧ ખ્રિસ્ત તેના પ્રામાણિકપણા વિષે પૂછતો નથી.
૨ તેણે સર્વ આજ્ઞાઓ ચોકસાઇથી પાળી છે એ કથનનું તે ખંડન કરતો નથી.
૩ તેનું ગુપ્ત છિદ્ર શોધી કાઢી તેને આજ્ઞાપાલન અને દૃઢ નિશ્ચય પર લાવવા માટે આગ્રહ કરે છે.
"તારૂં જે છે તે જઇને વેચ, પછી આવ ને મારી પાછળ ચાલ."

**પરિણામઃ**—આ જુવાન માણસનું મ્હોં ઉતરી ગયું. કદાપિ પોતાની સંપતિ ને મિલ્કત પરની આસક્તિને લીધે, આત્મિક આશીર્વાદ પામવાને તે કેટલો બધો નાલાયક હતો તે પ્રથમ તેને નહિ સુઝવાથી અત્યારે તે કદાપી ઉદાશ થયો હશે! આ માણસનું શું થયું તેનો હેવાલ આપણી પાસે નથી, તોપણ આપણે એવી કલ્પના કરી શકીએ કે "દેવની ઇચ્છા પ્રમાણે જે ખેદ, તેણે અનુતાપ નહિ ઉપજાવે એવો પસ્તાવો તેનામાં તારણને સારૂ કરાવ્યો" ( ૨ કરીંથી. ૭–૧૦ ).

**સોનેરી વાક્યઃ**—૧ તીમોથી ૬–૧૦. કેમકે દ્રવ્યનો લોભ સઘળી ભુંડાઇનું મૂળ છે, તેની લાલચ કરીને કેટલાએક વિશ્વાસથી ભટકી ગયા, ને ઘણા દુઃખોથી તેઓએ પોતાને વીંધ્યા.

**લાગુકરણઃ**—ખ્રિસ્તના હક વિષે જેઓને ખાતરી થએલી છે, પરન્તુ પરિણામથી કરીને બાપ્તિસ્મા લેવાની વાત ઉડાવે છે તેઓને આ જુવાન માણસની વાત લાગુ પાડી શકાય.

કેટલાએક તો એવા છે કે ખ્રિસ્ત વિષેની સાહેદી પુરવાને પણ તૈયાર હોય છે, પરન્તુ બાપ્તિસ્મા લેવાની ના પાડે છે. તેઓ એવું કહે છે કે હૃદયનું બાપ્તિસ્મા થયું એટલે બસ, બાહ્ય ક્રિયાની કંઇ જરૂર નથી. તેઓનો આશય ગમે તેવો હોય, તો પણ તેઓની ટીકા

કે તેમના કથનનું ખંડન કરતા નહિ, પણ પ્રેમથી ને ધૈર્યથી નીચે મુજબ તેઓની સાથે વાત કરો:– "ભાઇ સાહેબ, ઇશ્વરે તમને ખ્રિસ્ત સંબંધીનું જ્ઞાન પમાડી આશીર્વાદ આપ્યો છે, તો ઇશ્વરેજ તમને તેડયા છે તેમાં જરાએ સંશય નથી, કારણ કે ઇશ્વરના ખેંચ્યા વિના કોઇ ઇસુ ખ્રિસ્ત પાસે આવી શકતું નથી. ( યોહાન ૬–૪૪ ). આને લીધે તમે ઘણાજ ભાગ્યશાળી છો; વળી ઇશ્વરની ખાસ કૃપાના તમે સહભાગીદાર છો, પણ અજ્ઞાનથી કે અજાણતાં જે તમે ઇશ્વરી આજ્ઞાનું ઉલ્લંઘન કરશો યાતો તેને નારાજ કરશો, તો તે કેટલા ભારે દુઃખની વાત થશે ! હું તમને હાલ સ્પષ્ટ રીતે કહું છું કે બાપ્તિસ્મા પ્રતિ તમારૂં જે વલણ છે તે વિષે મને ઘણીજ ચિંતા થાય છે. તમારા ધારવા પ્રમાણે વિશ્વાસ કરનાર માટે તે કંઇ ઐચ્છિક વાત નથી, પરન્તુ આજ્ઞાપાલનની છે, ને વિશ્વાસથી ઉતરતી અગત્યની બાબત છે, અને તે વિના શાસ્ત્રમાં માણસોને અપરાધી ઠરાવેલા છે ( માર્ક ૧૬–૧૬ ). વળી ખ્રિસ્તે પોતે પણ બાપ્તિસ્મા પામી આપણી આગળ નમુનો ધર્યો છે (માત્થી ૩; ૧૩–૧૭). વળી ખરૂં જોતાં, માણસના વિશ્વાસની કસોટી કરવા માટે બાપ્તિસ્માનો વિધિ આપવામાં આવ્યા છે: વળી જેઓ કોઇ પણ પ્રકારની મુશ્કેલી કે અગવડ કે તેના નામની ખાતર સતાવણી સહન કરે છે, તેઓને સર્વદા સહાય કરવાને ઇશ્વર શક્તિમાન છે એવો સંપૂર્ણ વિશ્વાસ તથા સંપૂર્ણ સ્વાર્પણ તે માગે છે. તેથી ઇશ્વિર પર આધાર રાખીને દરેક માણસે ખ્રિસ્ત પરનો પોતાનો વિશ્વાસ સાબિત કરવાને સ્થિર ઉભા રહેવું જોઇએ. તમે પોતે જાણો છો કે બાપ્તિસ્મા રહિત રહેવાથી તમને તમારાં પોતાનાં તેમજ સમાજનાં સાધનો પર આધાર રાખવાનો અવકાશ મળે છે, જાણે કે ઇશ્વિર તમારી ચિંતા કરવાને બિલકુલ અશક્ત ન હોય ! ભાઈ, દુધમાં ને દહીંમાં તમે સાથે પગ રાખી શકતા નથી ! મને એક વાર્તા કહેવા દો:–"

કોઈ એક ગુરુને ગોપાળ નામે એક ઘણોજ વિશ્વાસુ શિષ્ય હતો. ગુરુના શિક્ષણમાં તેને એટલી બધી શ્રદ્ધા હતી કે ગુરુ જે કંઇ કહે તે બધું તે સત્ય માની લેતો. એક દિવસ ગુરુએ તેને કહ્યું કે માણસો જો કેવળ હરિનું સ્મરણ કરી તેના નામનો જાપજ જપે તો તેઓ પાણી પર પણ ચાલી શકે. આ સાંભળી ચેલાના આનંદનો તો પારજ રહ્યો નહિ, કારણ કે દરરોજ તેને નદી પર હોડી માટે ઘણી રાહ જોવી પડતી હતી. બીજે દિવસે હોડીની રાહ જોયા વિના આ શિષ્ય પોતે મનમાં હરિ, હરિ, હરિ બોલ્યો ને નદી ઓળંગી તે દિવસે દરરોજ કરતાં વહેલો ગુરુ પાસે આવી પહોંચ્યો. ગુરુજીને કુતુહલ થવાથી વહેલા આવવાનું કારણ પૂછ્યું. ચેલાએ કહ્યું કે, કેમ, એતો બહુજ સહેલું છે, આપના કહેવા મુજબ મેં કેવળ હરિનું નામ લીધું ને હોડીની રાહ જોવાને બદલે પાણી પર થઈ ચાલી આવ્યો; પરંતુ આ ગુરુ વહેમી હોવાથી ચેલાને કહ્યું કે તેં નદી શી રીતે ઓળંગી તે ચાલ, મને બતાવ. શિષ્યે કંઇ આનાકાની કર્યા વગર ગુરુને નદી પર આવવાની વિનતિ કરી. જ્યારે તેઓ બંને કાંઠે આવ્યા ત્યારે પેલો શિષ્ય પોતાના હોઠ પર હરિનું નામ લઈ હિમ્મત-પૂર્વક નદી પર ચાલ્યો. ચેલાનો આવો વિશ્વાસ જોઇ ગુરુ ઘણું આશ્ચર્ય પામ્યા ને કહ્યું કે ગોપાળ સામી બાજુએ તું મારી રાહ જો, હું પણ નદી પર ચાલીને સામે પાર આવું છું. " એમ કહી તેણે પોતાનાં વસ્ત્ર ઉતાર્યાં ( કદાપિ ડુબે તો પલળે નહિ માટે ) અને કિનારા પરથી અંદર પાણીમાં ઝંપલાવ્યું. પણ તેના પગ જમીનને ભાગ્યેજ અડયા હશે તેટલામાં તો તે ડુબવા લાગ્યો, ને ગોપાળને હાંક મારી કે "અલ્યા ગોપાળ આ શું ? મારાથી તો પાણી પર ચલાતું નથી, ને હું તો ડુબું છું. શિષ્યે જવાબ આપ્યો કે ગુરુજી, તમે તમારાં વસ્ત્ર પણ ઉતારો ને સાથે હરિનું નામ પણ લો તે શી રીતે બને ? " આ વાતમાં સત્ય હો કે ન હો, પણ તે એક સારૂં

ઉદાહરણ છે. કોઈ પણ માણસ પોતાની ચિંતા કરે, ને સાથે સાથે ઈશ્વર પર પણ વિશ્વાસ રાખે તે બની શકે નહિ. તેણે સંપૂર્ણ રીતે પોતાને ઈશ્વરને સોંપવો જોઈએ. તમારા સંબંધમાં બાપ્તિસ્માનો સંસ્કાર તે એક કસોટીરૂપે છે, અને જો તમે સમાજની બીક દૂર કરતા નથી, તો ઈશ્વર પણ તમારો અંગીકાર કરી શકતો નથી.”

**પ્રાર્થના:**—હે કૃપાળુ ઈશ્વર, અમારા પિતા, અર્ધદગ્ધ વિશ્વાસ કરનારની સંખ્યા કેટલી બધી છે, તેમ છતાં જેઓ હજી સુધી મર્યાદા ઓળંગી શકતા નથી, તેઓની સાથે અમારે કેવી રીતે વર્તવું અને તેઓની પાસે સંપૂર્ણ સ્વાર્પણ શી રીતે કરાવવું તે તું અમોને શીખવ.

**પ્રશ્ન:—**

૧ આ જુવાન માણસ ખ્રિસ્તની પાસે કેવી રીતે આવ્યો અને તેણે શું કર્યું?
૨ ખ્રિસ્ત તરફ તેનું સામાન્ય વલણ કેવું હતું?
૩ ખ્રિસ્ત તેની સાથે કેવી રીતે વર્ત્યો?
૪ ખ્રિસ્તના તેની સાથેના વર્તનમાં કઈ મુખ્ય બાબતો છે?
૫ હાલમાં આ જુવાન માણસ જેવા ક્યા વર્ગના માણસો હશે?
૬ બાપ્તિસ્માથી જે માણસ વિમુખ રહેવા ઇચ્છે છે તેની સાથે આપણે કેવી રીતે વર્તવું જોઈએ?

## અભ્યાસ ૮ મો:—ઉપસંહાર

**૧. જુદી જુદી વ્યક્તિઓ:—**

૧. આડત્રીસ વર્ષનો માંદો માણસ—વહેમી.
૨. જન્મનો આંધળો—ઉત્સુક ને આશંકિત.
૩. જાખી દાણી—શ્રીમંત પરન્તુ નમ્ર.
૪. નીકોદેમસ—વિદ્વાન પણ શોધક વૃત્તિવાળો.

૫. નાથાનાએલ—ધાર્મિક વલણવાળો.

૬. શ્રીમંત જુવાન અધિકારી—સારો ને પ્રામાણિક પણ એક મુખ્ય બાબતમાં અધૂરો.

### ૨. આગમનની ભિન્ન ભિન્ન રીતો:-

૧. અપંગ માણસને ખ્રિસ્તે પોતે દીઠો.
૨. જન્મનો આંધળો રસ્તા પર મળ્યો.
૩. ખ્રિસ્તે પોતે જાખ્ખીને લક્ષમાં લીધો.
૪. સમરૂની સ્ત્રી દૈવયોગે આવી.
૫. ખાનગી મેળાપ માટે નીકોદેમસ રાત્રે આવ્યો.
૬. ફિલિપ નાથાનાએલને તેડી લાવ્યા.
૭. શ્રીમંત જુવાન અધિકારી દોડતો આવ્યો.

### ૩. કઈ કઈ રીતો કામે લગાડી?

૧. માંદા માણસ પર કરૂણા, ને ચાલુ વાતાવરણમાંથી તેનું નિર્ગમન કરીને.
૨. આંધળા માણસમાં આજ્ઞાપાલનની ઇચ્છા ઉત્પન્ન કરીને.
૩. જાખ્ખીના સંબંધમાં આતિથ્યનો સ્વીકાર કરીને.
૪. સમરૂની સ્ત્રીમાં વિશ્વાસ ઉત્પન્ન કરીને તથા પાપની ખાતરી ઉપજાવીને.
૫. નીકોદેમસમાં નમ્રતા જાગૃત કરીને.
૬. નાથાનાએલની પ્રશંસા કરીને.

જુવાન અધિકારીનું છિદ્ર શોધી કાઢીને.

### ૪. અગત્યની બાબતો:—

૧. પાપની ખાતરી ઉત્પન્ન કરવી.
૨. ખ્રિસ્તમાં સત્યની ખાતરી ઉપજાવવી.

૩. પોતાની ખાતરી અનુસાર વર્તન કરાવવા નૈતિક હિમ્મત જાગૃત કરવી.

**સોનેરી વાક્યઃ**—ફિલિપી. ૨; ૧૪-૧૫.

**પ્રાર્થનાઃ**—હે ઇશ્વર, અમારા બાપ, ખ્રિસ્તની રીતો જાણ્યા પછી પણ જો અમે અમારા વ્યક્તિગત કાર્યમાં ગફલત કરીએ તો અમે તેનો શો જવાબ દઈશું? તારા, તેમજ પવિત્ર આત્માના નિરંતર સમાગમમાં તું અમને રાખ, એ માટે કે ખ્રિસ્ત અને તેની પૃથક્ પૃથક્ પુરુષો સાથે વાતચીત કરવાની રીતિઓ અમને અહોનિશ સ્મરણમાં રહે. પ્રભુ ઇસુ ખ્રિસ્તમાં જે મન હતું તે મન તું અમોને પણ આપ, અને તારા પોતાના મહિમાની ખાતર, તારી મંડળીમાંના દરેક સભ્યને જાગૃત કરી છેલ્લે તારી મંડળીને પણ જાગૃત કર એવી અમારી દીન પ્રાર્થના છે. આમેન.



